

# વેદાન્ત સિદ્ધાન્ત

અથવા

# સરળ પંચદશી.




અનુવાદક અને પ્રકાશક.

**માધવરામ હરિનારાયણ વ્યાસ.**

( બારડોલી )


तावद्गर्जंति शास्त्राणि जंबुका विपिनेयथा ।
न गर्जति महाशक्तिर्यावद्वेदांत केसरी ॥




સંવત ૧૯૭૩ સન ૧૯૧૭

મૂલ્ય ૮ આના.

પ્રસિદ્ધ કર્તા–માધવરામ હરિનારાયણ વ્યાસ.
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું–પારસી શેરી સુરત.

સુરત–ચૌટાના પુલ ઉપર આવેલા "સુરત સીટી"
પ્રિન્ટીંગ પ્રેસમાં ઠાકોરદાસ માનસીંહે છાપી.

# અનુક્રમણિકા.



**चैतन्यं सर्वगं सर्वं सर्वभूतगुहाशयम् ।**
**यत्सर्वविषयातीतं तस्मै सर्वविदे नमः ॥**

# પ્રસ્તાવના.

---

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચાર પુરૂષાર્થ આ જગતમાં કહેવાય છે. જ્ઞાનવિના મોક્ષ પ્રાપ્ત થઇ શકતો નથી, એ સિદ્ધાંત છે, તેથી જ્ઞાન તે શું? અને તે કેમ પ્રાપ્ત થાય? તે જાણુવાની સર્વને આવશ્યક્તા છે. એ જ્ઞાન ઉપનિષદાદિ અનેક વેદાંત ગ્રંથોમાં રહેલું છે અને જગતગુરૂ શ્રીમંત શંકરાચાર્ય મહારાજે પોતાના અનેક

ગ્રંથોમાં તેનું વિધવિધ પ્રકારે સ્પષ્ટિકરણ કરેલું છે. તે સર્વ ગ્રંથોનું દોહન કરી તેના સારરૂપ પંચદશી નામનો ગ્રંથ શ્રીશંકરાચાર્યની પરંપરામાં થયલા શ્રીવિદ્યારણ્યસ્વામીએ રચેલો છે. એ ગ્રંથકર્તા સમર્થ વિદ્વાન હતા તેમણે મતમતાંતરનું ખંડન કરી અદ્વૈત વેદાંત સિદ્ધાંતનું નિરૂપણ ઉત્તમ પ્રકારે એ ગ્રંથમાં કરેલું છે. જીવ શું છે? જગત શું છે? મોક્ષ તે શું? તે કયા ઉપાયથી પ્રાપ્ત થાય? એ સર્વ સરળ રીતે શ્રુતિ, યુક્તિ અને અનુભવ પ્રમાણોને આધારે એ ગ્રંથમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે. એ કારણથી એ ગ્રંથ વેદાંતના અભ્યાસીઓને માટે શ્રેષ્ટ મનાયલો છે એકલા એજ ગ્રંથનો અભ્યાસ સારી રીતે કર્યાથી જીજ્ઞાસુઓ તત્વજ્ઞાન અને વેદાંતરહસ્ય યોગ્ય રીતે સમજી શકે એમ છે.

પંચદશી એ નામ વિષય સૂચક નથી. એમાં પંદર પ્રકરણ છે, તે પરથી એ ગ્રંથનું નામ પંચદશી રાખવામાં આવેલું છે. વાસ્તવિક રીતે એનું નામ 'વેદાંત સિદ્ધાંત' એવું જોઇએ, કેમકે એમાં વેદાંતના સિદ્ધાંતોનું વિવેચન યથાર્થ રીતે વિસ્તારથી કરી જીવ બ્રહ્મની એકતા જણાવી શુદ્ધ બ્રહ્મ સ્વરૂપ સ્પષ્ટ દર્શાવવામાં આવ્યું છે. પ્રથમના પાંચ પ્રકરણોમાં તત્વજ્ઞાન સંક્ષિપ્તમાં સમજાવવામાં આવ્યું છે, અને બાકીના દસ પ્રકરણોમાં તેનો વિસ્તાર કરેલો છે. પ્રથમના પાંચ પ્રકરણોનું નામ વિવેક છે. તત્વવિવેક થાય એટલે જ્ઞાનદીપ પ્રકટે છે, તેથી બીજા પાંચ પ્રકરણોનું નામ દીપ છે, અને દીપનો પ્રકાશ પડે ત્યારે બ્રહ્મદર્શન થાય અને આનંદ પ્રસરે છે, તેથી છેલ્લા પાંચ પ્રકરણનું નામ આનંદ છે.

કેળવણીની વૃદ્ધિના હાલના સમયમાં તત્વ-જ્ઞાનની જીજ્ઞાસા સર્વને થાય એ સ્વાભાવિક છે. સત્ય વસ્તુની શોધ ચાલે છે. સામાન્ય મનુષ્યો પણ વેદાંત સાંભળવા અને સમજવા ઇચ્છે છે. પણ એ વિષય ઘણો ગહન છે, તેથી ને યથાર્થ રીતે સમજાવવા શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ટ ગુરૂ જોઇએ, અને શ્રોતા અધિકારી એટલે જ્ઞાન પ્રાપ્ત કરવાની યોગ્યતાવાળા જોઇએ, એમ શાસ્ત્રો કહે છે. એવા નિષ્પ્રહી ગુરૂ મળવા દુર્લભ છે, અને જ્ઞાનના અધિકારી થવાની કાળજીવાળા જીજ્ઞાસુ પણ થોડા હોય છે. સંસ્કારી પુરૂષો માટે પુસ્તકોનું વાંચન એ જ્ઞાનનું એક સાધન છે વેદાંતના પુસ્તકો જ્ઞાન માર્ગ સૂચવે છે, તેથી બુદ્ધિ વિશાળ થાય છે, સંશય વિપર્યય મટે છે અને બ્રહ્મતત્વનું પરોક્ષ જ્ઞાન થઇ શકે છે. જ્ઞાનનું પ્રથમ સાધન જે શ્રવણ તેનો હેતુ સદગુરૂના અભાવમાં વેદાંતના

પુસ્તકો વાંચવાથી કેટલેક અંશે પાર પડે છે, એમ છતાં તેટલાથીજ જ્ઞાનના અધિકારી થઇ જવાતું નથી. કેમકે વાંચનની છાપ અંતઃકરણમાં પડવી જોઇએ. જેમ સારી રીતે ખેડેલી જમીનમાં વાવેલું બીજ બરોબર ઉગે છે, તેમ શુદ્ધ અને નિર્મળ અંતઃકરણ જ્ઞાન ગ્રહણ કરવાને યોગ્ય થાય છે. અંતઃકરણના મલ તે રાગદ્વેષાદિ વિકારો છે. એ માનસિક વિકારો અને પાપબુદ્ધિ નષ્ટ કરવા માટે શાસ્ત્રોમાં કેટલાક ઉપાયો દર્શાવેલા છે. તે ઉપાયોથી રાગદ્વેષાદિ રહિત શુદ્ધ અંતઃકરણ થાય ત્યારે જ્ઞાનના અધિકારી થવાય છે. એવા અધિકાર વિનાના માત્ર વેદાંતની વારતા કરી જાણનારાઓ શુષ્ક વેદાંતીઓ કહેવાય છે. તેમનું જ્ઞાન પોપટીયું હોવાથી તેઓ વૃત્તિહિન, શુદ્ધ રહેણી કરણી રહિત રહે છે. તેમને અપરોક્ષ જ્ઞાન કે આત્મસાક્ષાત્કાર થઇ શકતો નથી અને જન્મ મરણના આબવરૂપી મોક્ષ તેમને મળતો નથી.

એમ હોવાથી જ્ઞાનના અધિકારી થવા માટે અંતઃકરણ શુદ્ધિના શાસ્ત્રવિહિત ઉપાયો પ્રથમ કરવાની આવશ્યકતા છે. એ ઉપાયોમાં કર્મ અને ઉપાસના મુખ્ય છે. અંતઃકરણની શુદ્ધિ માટે કર્મ અને ઉપાસના આવશ્યક છે. જ્ઞાનનો પાયો કર્મ અને ઉપાસના છે. એ કારણથી શાસ્ત્રવિહિત નિત્ય, નૈમિત્તિક અને પ્રાયશ્ચિત્ત કર્મ અને ઉપાસના અવશ્ય કરવાં અને કામ્ય તથા નિષેધ કર્મ કદી પણ કરવા નહિ. એ પ્રમાણે યમ એટલે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ અને નિયમ એટલે શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન ઇત્યાદિ કર્માનુષ્ઠાનથી પાપનો ક્ષય અને બુદ્ધિની શુદ્ધિ થાય, પછી જીજ્ઞાસુએ વિવેક, વૈરાગ્ય, શમ દમાદિ ષડસંપત્તિ અને મુમુક્ષતા એ ચાર સાધનસંપન્ન થવું જોઇએ. એવા સાધન સંપન્ન મુમુક્ષુને જ્ઞાનનો ઉપદેશ યથાર્થ થઇ શકે

છે, અને વેદાંત વિચારમાં અને તત્વગ્નાનમાં તેની પ્રવૃત્તિ થાય છે.

એ તત્વજ્ઞાન પંચદશીના પહેલા પ્રકરણમાં સમજાવેલું છે. તેમાં પિંડ અને બ્રહ્માંડનું પ્રથક્કરણ કરી સ્પષ્ટ દર્શાવ્યું છે, કે પંચમહાભૂત, તેથી ઉત્પન્ન થયલી દસ ઇંદ્રિયો, મન અને પ્રાણ, સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ શરીર તથા અન્નમયાદિ પંચકોશ, એ સર્વથી જ્ઞાન ભિન્ન છે. એ જ્ઞાન જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થામાં અને ભૂત, ભવિસ્ય અને વર્તમાન એ ત્રણ કાળમાં એકસરખું છે, તેથી તે નિત્ય છે. તેમાં કંઇ ભેદ પડતો નથી. જે ભેદ જોવામાં આવે છે તે ઉપાધિને લીધે છે. એ જ્ઞાન તેજ ચૈતન્ય, તેજ આત્મા અને તેજ બ્રહ્મ, પરમાનંદરૂપ પરમાત્મા છે, એવો વેદાંતનો સિદ્ધાંત છે તે બ્રહ્મ સ્વયંપ્રકાશ છે, છતાં તેનું દર્શન થઇ શકતું નથી, તેનું કારણ એ છે કે

તેમ કરવામાં અવિદ્યાનો પ્રતિબંધ નડે છે. આત્મતત્વ ઉપર વિંટાયલાં પંચકોશ દૂર કરવા માટે અને અવિદ્યાનો પ્રતિબંધ તોડવા માટે વેદાંતના મહાવાક્યોનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન અને સમાધિની આવશ્યકતા છે. એમ કર્યાથી જીવ અને બ્રહ્મની એકતાનો નિશ્ચય થાય છે, બ્રહ્મતત્વમાં મન સ્થીર થાય છે, અને આત્મસાક્ષાત્કાર થાય છે. એજ નિરતિશય આનંદરૂપ મોક્ષ છે.

એ મોક્ષસિદ્ધિમાં પંચદશી નામનો ગ્રંથ ઘણો સહાયભૂત છે તે મૂળ સંસ્કૃત ભાષામાં છે. મૂળસહિત તેના ભાષાંતરો ટીકા સાથે ઘણાં થયલાં છે. આ ન્હાના પુસ્તકમાં મૂળ શ્લોકો કે ટીકા આપી નથી, પણ માત્ર સરળ અને સાદી ભાષામાં ભાષાંતર આપેલું છે, તે એવા હેતુથી કે સામાન્ય મનુષ્યો પણ વેદાંતના સિદ્ધાંતોનું જ્ઞાન ટુંકા સમયમાં સ્વલ્પ પરિશ્રમથી પ્રાપ્ત કરી શકે, અને

મુમુક્ષુઓને નિત્ય મનન અને વેદાંત વિચાર કરવામાં તે ઉપયોગી થાય. એ ભાષાંતર કરવામાં પંડિત પીતાંબરજીના ટીકા વિનાના ન્હાના મુળ પુસ્તકનો અને શાસ્ત્રી રામકૃષ્ણુના સંસ્કૃત ટીકાવાળા પુસ્તકનો અને કેટલેક સ્થળે સ્વર્ગસ્થ ઇચ્છારામ સૂર્યરામકૃત ગુજરાતી પુસ્તકમાં આપેલા વિવરણનો આધાર લીધો છે. તે માટે એ ગ્રંથકર્તાઓનો હું મ્હોટો આભાર માનું છું. આ લઘુ પુસ્તકના નિત્ય મનનથી મુમુક્ષુ પુરૂષોને બ્રહ્માનંદ અવશ્ય પ્રાપ્ત થશે.

બારડોલી — માધવરામ હરિનારાયણ

જાનેવારી ૧૯૧૭ — વ્યાસ.





# શ્રી વેદાંત સિદ્ધાંત.

અથવા

# સરળ પંચદશી.



## પ્રકરણ ૧ લું.

---

### તત્વ વિવેક.

ગ્રંથકર્તા શ્રી વિદ્યારણ્ય સ્વામિ ગ્રંથારંભમાં પ્રત્યગભિન્ન પરમાત્માને શ્રીશંકરાનંદ ગુરૂ એ

નામે નમસ્કાર કરી જણાવે છે કે, મહામોહ એટલે અનાદિકાળનું જે અજ્ઞાન તેનો કાર્ય વર્ગ સાથે નાશ કરવો, એજ જેમનું મુખ્ય કર્મ છે, એવા ગુરૂના ચરણકમળની સેવાથી જેમનાં અંતઃકરણ રાગ દ્વેષાદિ રહિત નિર્મળ થયાં છે તેમને અનાયાસે સહેલી રીતે તત્વજ્ઞાનનો ઉપદેશ થાય, એ હેતુથી તત્વ એટલે શુદ્ધ સ્વરૂપ અખંડ સચ્ચિતાનંદનું અને આરોપિત જગતનું વિવેચન કરવામાં આવે છે એ પ્રમાણે મંગળાચરણમાંજ ગ્રંથનો અર્થ યોગ્ય રીતે સમજવામાં ઉપયોગી જે અનુબંધ ચતુષ્ટય, એટલે વિષય, સંબંધ, પ્રયોજન અને અધિકારી તે દર્શાવવામાં આવ્યા છે, અને સૂચવ્યું છે કે જ્ઞાન સંપાદન કરવામાં ઉત્તમ પ્રકારના ગુરૂ જોઇએ અને અધિકારીઓ શુદ્ધ અંતઃકરણવાળા રાગ દ્વેષાદિ વિકારો રહિત હોવા જોઇએ.

# જીવ અને બ્રહ્મની એકતાનું યુક્તિથી પ્રતિપાદન.

વેદાંતનો પ્રથમ સિદ્ધાંત એ છે કે જ્ઞાન નિત્ય છે, એક છે. અને સ્વયંપ્રકાશ છે. જેના આદિ અંત નથી, જેની ઉત્પત્તિ અને વિનાશ નથી, તે નિત્ય *જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થામાં અને ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણ કાળમાં સદા જ્ઞાન એકરૂપ, એકસરખું છે, તેમાં કંઇ ભેદ પડતો નથી, માટે તે નિત્ય છે.

જીવની ત્રણ અવસ્થા છે, જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ. વિષયોનું જ્ઞાન પ્રમાણોથી થાય છે. પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ, અર્થાપત્તિ અને અનુપલબ્ધિ એ છ પ્રમાણો છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ જ્ઞાનના વિષયો છે. જાગૃદવસ્થામાં વિષયોનું જ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણથી થાય છે, એટલે ઇંદ્રિઓનો પોતપોતાના વિષયો સાથે સંબંધ

થવાથી જ્ઞાન થાય છે. એ વિષયો એકસરખા નથી, પણ પૃથક પૃથક ધર્મવાળા એક બીજાથી જૂદા છે, તો પણ તેથી જે જ્ઞાન થાય છે તે તેમનાથી નિરાળું એકરૂપ છે. તેમાં કંઇ ભેદ પડતો નથી. શબ્દજ્ઞાન, સ્પર્શજ્ઞાન, રૂપજ્ઞાન, રસજ્ઞાન અને ગંધજ્ઞાન એ પ્રમાણે વ્યવહારમાં જે ભેદ જણાય છે, તે વાસ્તવિક નથી, પણ શબ્દ, સ્પર્શાદિ વિષયોની ઉપાધિને લીધે છે. તેમાંથી તે ઉપાધિ કહાડી નાખીએ તો એકલું જ્ઞાનજ રહે છે.

એજ પ્રમાણે સ્વપ્નાવસ્થામાં પણ વિષયોનો ભેદ છે, પણ જ્ઞાનમાં ભેદ નથી. જ્ઞાન બન્ને અવસ્થામાં એકજ છે. તેમ છતાં જાગૃદવસ્થા અને સ્વપ્નાવસ્થામાં જે ભેદ જોવામાં આવે છે, તેનું કારણ એ છે કે સ્વપ્નાવસ્થામાં જે પદાર્થો જોવામાં આવે છે તે અસ્થિર કલ્પના માત્ર છે. તે પાછા જાગૃદવસ્થામાં કે બીજી સ્વપ્નાવસ્થામાં દેખાતા

નથી. પણ જાગૃદવસ્થામાં જે પદાર્થો જોવામાં આવે છે તે સ્થાયિ હોય છે. તેના તે પદાર્થો ફરી ફરી જાગૃદવસ્થામાં દેખાય છે.

હવે ત્રીજી જે સુષુપ્તિ એટલે ગાઢ નિદ્રાવસ્થા છે, તેમાં જ્ઞાન કેવું રહે છે, તે જોઇએ. એ અવસ્થામાં ઇંદ્રિયો તથા મન લીન થાય છે, તેથી તેમાં એટલુંજ જ્ઞાન થાય છે કે "હું સુખે ઉંઘ્યો, મેં કંઇ પણ જાણ્યું નહિ." એ પ્રમાણે ઉંઘમાંથી ઉઠેલા પુરૂષને પોતાના અજ્ઞાનનુંજ ભાન થાય છે, તે માત્ર સ્મરણ છે, અનુભવ નથી. અનુભવ છ પ્રમાણોથી થાય છે, તેમાનું એક પણ પ્રમાણ સુષુપ્તિમાં હોતું નથી. સ્મરણ અનુભવેલા વિષયનું થાય છે, માટે સુષુપ્તિ અવસ્થામાં તે અજ્ઞાનનો અનુભવ થાય છે એમજ ઠરે છે. એ અજ્ઞાનનો અનુભવ પોતાના વિષય અજ્ઞાનથી ભિન્ન છે, પણ સ્વપ્નના જ્ઞાનની પેઠે જ્ઞાનથી ભિન્ન નથી, પણ જ્ઞાનરૂપજ છે.

ઉપર પ્રમાણે ત્રણે અવસ્થામાં જ્ઞાન એકરૂપજ છે. જે ભેદ જોવામાં આવે છે તે અવસ્થા અને વિષયોને લીધે છે. જ્ઞાનનો ભેદ નથી. વળી તે એક દિવસેજ ત્રણે અવસ્થામાં એક છે, એટલુંજ નહિ, પણ બીજા દિવસોમાં તેમજ અનેકવાર ગયલા અને આવનારા મહિના, વર્ષ, યુગ અને કલ્પમાં પણ જ્ઞાન એકજ છે. તે ઉત્પન્ન થતું નથી, તેમ નાશ પણ પામતું નથી, તેથી તે નિત્ય છે. વળી તે સ્વયંપ્રકાશ છે, તેથી તેને જાણવા માટે સૂર્ય, દીપ કે તેવા બીજા પ્રકાશની આવશ્યકતા નથી. જ્ઞાન પોતેજ બીજા પદાર્થોનો પ્રકાશ કરે છે.

---

## જ્ઞાન તેજ ચૈતન્ય, તેજ આત્મા અને તેજ પરમાનંદ.

વેદાંતનો બીજો સિદ્ધાંત એ છે કે જ્ઞાન તેજ ચૈતન્ય છે, તેજ આત્મા છે અને તેજ પરમાનંદ

છે. ઉપર બતાવવામાં આવ્યું છે કે જ્ઞાન એક છે, નિત્ય છે, અને સ્વયંપ્રકાશ છે. ત્યારે તે જ્ઞાન તે શું છે? તે જ્ઞાન તેજ આત્મા છે. તે નિત્ય એટલે ત્રણે કાળમાં છે તેથી તે સત્ય છે. એ આત્મા પરમાનંદ નિરતિશય સુખસ્વરૂપ છે, કેમકે તે પરમ સ્નેહનો વિષય, પરમપ્રીતિનું પાત્ર છે. સર્વને અન્ય કોઈપણ પદાર્થ કરતાં પોતાના આત્મામાં વધારે પ્રેમ છે, એ વાત સર્વના અનુભવમાં છે. હું કોઈ કાળે ન હઉં, મારૂં અસ્તિત્વ, મારી હયાતી ન હોય, એમ કોઇ પણ ઇચ્છતું નથી. પણ સર્વની એવી ઇચ્છા હોય છે કે મારો નાશ ન થાય, મારી હયાતી સદાકાળ રહે. એ પ્રમાણે સર્વને પોતાના આત્મામાં પ્રેમ જોવામાં આવે છે.

પોતાના સિવાય અન્ય સ્થળે એટલે સ્ત્રી, પુત્ર આદિમાં જે પ્રેમ છે, તે સ્વાભાવિક નથી, પણ પોતાના આત્માને અર્થેજ, પોતાના સુખ માટે છે.

તેમ આત્મામાં જે પ્રેમ છે, તે બીજાને માટે નથી. એમ હોવાથી તે પ્રેમ પરમ એટલે ઉત્કૃષ્ટ છે, અને તેથી આત્માની પરમાનંદતા એટલે નિરતિશય સુખરૂપપણું સિદ્ધ થાય છે.

એ પ્રમાણે આત્મા એટલે વેદાંતના મહાવાક્યમાં કહેલો ત્વંપદ તે સત્, ચિત્ અને પરમાનંદરૂપ છે, એમ યુક્તિથી સિદ્ધ થાય છે. તેજ પ્રકારના પરબ્રહ્મ એટલે તત્પદ સચ્ચિતાનંદ રૂપ છે. એ આત્મા તથા પરબ્રહ્મ, તેમજ ત્વંપદ અને તત્પદની એકતા એટલે અખંડ એકરસપણું ઉપનિષદોમાં પ્રતિપાદન કર્યું છે, તેથી જીવ તેજ બ્રહ્મ છે, એમ સિદ્ધ થાય છે.

હવે આત્મા પરમાનંદરૂપ છે, તો તે પરમાનંદરૂપતાનું ભાન થાય છે કે નહિ, એ પ્રશ્ન ઉત્પન્ન થાય છે જો એવું ભાન ન થતું હોય તો આત્મામાં પરમપ્રેમ થાય નહિ. પણ જો તેવું ભાન થતું હોય

તો વિષય સુખના સાધન જે સ્ત્રી, પુત્રાદિ તેમાં સ્પૃહા થાય નહિ. એનો ખુલાસો એ છે કે, આત્મા પરમાનંદરૂપ છે, એમ જાણ્યા છતાં, તેની પ્રતીતિ થતી નથી. એ પ્રમાણે પ્રતીતિ અને અપ્રતીતિ એટલે ભાન અને અભાન એકજ સમયે થાય, તેનું કારણ એ છે કે, ભાનને પ્રતિબંધ નડે છે, તેથી સામાન્ય રીતે ભાન થાય, પણ વિશેષ રીતે ભાન થતું નથી. તેનું દૃષ્ટાંત એ છે કે ઘણા વિદ્યાર્થીઓ સાથે મ્હોટેથી ભણતા હોય ત્યારે કોઈ છોકરાનો પિતા બહાર ઉભો રહી સાંભળે તો તેને પોતાના પુત્રના શબ્દનો ધ્વનિ સામાન્ય રીતે ભાસમાન થાય છે, પણ આ મારા પુત્રનો ધ્વનિ છે, એમ વિશેષ રીતે ભાન થતું નથી, કેમકે સર્વ વિદ્યાર્થીઓના સાથે ઉચ્ચારણથી પ્રતિબંધ નડે છે, તેથી આત્માની પરમાનંદરૂપતા જાણ્યા છતાં તેનું ભાન થતું નથી, એમ કહેવું એ યોગ્ય છે.

આત્માની પરમાનંદરૂપતા જાણવામાં જે પ્રતિબંધ નડે છે તે કયો છે, તે જાણવું જોઇએ. 'છે', 'ભાસે છે', એવા વ્યવહારવાળી વસ્તુમાં તે વ્યવહાર નિષેધ કરી 'નથી', 'ભાસતું નથી', એવો વિરુદ્ધ વ્યવહાર ઉત્પન્ન કરવો તેનું નામ પ્રતિબંધ છે. એ પ્રતિબંધ તે અનાદિ કાળની અવિદ્યા છે. તેને લીધેજ આત્માને વિષે વિપરીત જ્ઞાન થાય છે, અને વિષય સુખની ઇચ્છા રહે છે.

---

## પ્રકૃતિસ્વરૂપ.

હવે એ અવિદ્યા તે શું, તેનો વિચાર કરીએ. પ્રકૃતિ એટલે જગતનું મૂળ કારણ, તે બે પ્રકારની છે. ચિદાનંદરૂપ બ્રહ્મના પ્રતિબિંબ એટલે છાયા યુક્ત અને સત્વગુણ, રજોગુણ, તથા તમોગુણવાળી એવા પ્રકૃતિના બે પ્રકાર છે. એ પ્રકૃતિમાં પરબ્રહ્મનું પ્રતિબિંબ પડે છે અને તેના ત્રણ ગુણો

તેમાં સમાન ભાગે રહે છે. એ પ્રકૃતિના બે ભેદ છે, માયા અને અવિદ્યા. શુદ્ધ સત્વગુણ પ્રધાન એટલે રજોગુણ અને તમોગુણ રહિત કેવળ સત્વ-ગુણવાળી પ્રકૃતિ તે માયા કહેવાય છે, અને રજોગુણ તમોગુણ સહિત મિશ્રિત સત્વગુણવાળી જે મલીન સત્વગુણ પ્રધાન પ્રકૃતિ તે અવિદ્યા કહેવાય છે. એ અવિદ્યા તે અજ્ઞાન છે.

માયામાં બ્રહ્મનું જે પ્રતિબિંબ પડે છે તે સર્વજ્ઞ ઈશ્વર છે. તે માયાને પોતાને વશ રાખીને વર્તે છે. અવિદ્યામાં બ્રહ્મનું જે પ્રતિબિંબ છે તે જીવ કહે-વાય છે. તે અવિદ્યાને આધિન પરતંત્ર છે. એ અવિદ્યા સત્વગુણના ઓછા વત્તાપણાથી અનેક પ્રકારની થાય છે, તેથી જીવ પણ દેવ, મનુષ્ય, પશુ, પક્ષી આદિ ભેદથી અનેક પ્રકારનો જણાય છે.

એ અવિદ્યાને કારણશરીર કહે છે, અને તેમાં રહેલો અભિમાની જીવ તે પ્રાજ્ઞ કહેવાય છે. શરીર

ત્રણ પ્રકારનાં છે, સ્થૂળશરીર, લિંગ અથવા સૂક્ષ્મ શરીર અને કારણશરીર. અવિદ્યા સ્થૂળ અને લિંગ શરીરનું કારણ છે, માટે તેને કારણશરીર કહે છે.

---

## પંચમહાભૂત અને તેમનાં કાર્યોની ઉત્પત્તિ.

હવે લિંગ શરીર અને સ્થૂળ શરીરની ઉત્પત્તિ શી રીતે થાય છે, તેનો વિચાર કરીએ. ઉપર બતાવેલા પ્રાજ્ઞ જીવના ભોગ માટે એટલે તેને સુખ દુઃખનો અનુભવ થાય, એ માટે ઈશ્વરની આજ્ઞાથી તમોગુણનો અંશ જેમાં અધિક છે એવી પ્રકૃતિમાંથી આકાશ, વાયુ તેજ, જળ અને પૃથ્વી ઉત્પન્ન થયાં. એ પાંચ તે પંચમહાભૂત કહેવાય છે. એનું ઉપાદાન કારણ તમોગુણ પ્રધાન પ્રકૃતિ છે, અને નિમિત્તકારણ તે સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઈશ્વરની ઇચ્છા છે.

એ પંચમહાભૂતમાંના એકેકના સત્વગુણમાંથી એકેકી જ્ઞાનઇંદ્રિય ઉત્પન્ન થાય છે. આકાશમાંથી શ્રોત્ર, વાયુમાંથી ત્વક એટલે ચામડી, તેજમાંથી ચક્ષુ, જળમાંથી રસના એટલે જીભ અને પૃથ્વી-માંથી ઘ્રાણ અથવા નાસિકા ઉત્પન્ન થાય છે. એ પાંચ ઇંદ્રિયોથી જ્ઞાન થાય છે, માટે તેમને જ્ઞાનેં-દ્રિય કહે છે.

એ સર્વ પંચમહાભૂતોના સત્વગુણના અંશો એકત્ર થવાથી અંતઃકરણ થાય છે. વૃત્તિ એટલે પરિણામને લીધે તેના બે ભેદ છે, મન અને બુદ્ધિ-મન સંકલ્પ વિકલ્પ એટલે સંશય કરે છે, અને બુદ્ધિ નિશ્ચય કહે છે. વળી ચિત્ત અને અહંકાર એ બે અંતઃકરણની વૃત્તિઓ બુદ્ધિ અને મનની અંતર્ગત છે. અનુસંધાન એટલે ચિંતન કરનારી વૃત્તિ તે ચિત્ત અને અભિમાન કરનારી વૃત્તિ તે અહંકાર છે. એ પ્રમાણે મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ અંતઃકરણની ચાર વૃત્તિઓ છે.

પંચમહાભૂતોના એકેકના રજોગુણના અંશમાંથી એકેકી કર્મેંદ્રિય ઉત્પન્ન થાય છે. આકાશમાંથી વાણી, વાયુમાંથી હાથ, તેજમાંથી પગ, જળમાંથી ઉપસ્થ એટલે ગુહ્યેંદ્રિય અને પૃથ્વિમાંથી ગુદા ઉત્પન્ન થાય છે. એ પાંચ ઇંદ્રિયોથી કર્મ થાય છે, માટે તેમને કર્મેંદ્રિય કહે છે.

એ સર્વ પંચમહાભૂતોના રજોગુણના અંશો એકત્ર થવાથી પ્રાણ થાય છે. તે પ્રાણ વૃત્તિના ભેદથી પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન એ પ્રમાણે પાંચ પ્રકારનો છે. ઉપર ગમન કરનાર અને નાકના અગ્ર ભાગમાં રહેનાર વાયુ તે પ્રાણ; ગુદા તરફ નીચે ગમન કરનાર અને મળમૂત્રને નીચે લઈ જનાર વાયુ તે અપાન; નાભીસ્થાનમાં રહેનાર તથા ખાધેલા અન્ન અને પીધેલા પાણીનું સમીકરણ કરી રસને સર્વ નાડીમાં પહોંચાડનાર વાયુ તે સમાન; કંઠમાં રહેનાર અને ઉપર ગમન

કરનાર વાયુ તે ઉદાન; જે આખા શરીરમાં રહેનાર અને સર્વ નાડીઓમાં ચાલનાર વાયુ તે વ્યાન. એ ઉપરાંત નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત અને ધનંજય એ પાંચ ઉપપ્રાણ છે. ઓરકાડ આણનાર વાયુ તે નાગ; આંખ ઉઘાડનાર અને બંધ કરનાર વાયુ તે કૂર્મ; ભુખ લગાડનાર વાયુ તે કૃકલ; બગાસાં આણનાર વાયુ તે દેવદત્ત અને પુષ્ટિ કરનાર વાયુ તે ધનંજય છે.

ઉપર કહેલી પંચજ્ઞાનેંદ્રિય, પંચકર્મેંદ્રિય, પંચપ્રાણ, મન તથા બુદ્ધિ, એ સત્તર મળીને સૂક્ષ્મ શરીર થાય છે તેજ લિંગ શરીર પણ કહેવાય છે. એ લિંગ શરીરના વ્યષ્ટિ અને સમષ્ટિ એવા બે ભેદ છે. એક શરીર તે વ્યષ્ટિ અને ઘણા શરીરનો સમૂહ તે સમષ્ટિ. તેમજ એક વૃક્ષ તે વ્યષ્ટિ અને ઘણા વૃક્ષનો સમૂહ જે વન તે સમષ્ટિ. અવિદ્યાની ઉપાધિવાળો જીવ જે પ્રાજ્ઞ તે વ્યષ્ટિ

લિંગ શરીરનો અભિમાની થતાં તૈજસ કહેવાય છે, અને માયાની ઉપાધિવાળો ઇશ્વર સમષ્ટિલિંગ શરીરનો અભિમાની થતાં હિરણ્યગર્ભ અથવા સૂત્રાત્મા કહેવાય છે.

હવે સ્થૂળ શરીરની ઉત્પત્તિ કેમ થાય છે, તે જાણવું રહ્યું. જીવોના ઉપભોગ માટે અન્નપાનાદિ ભોગ્ય પદાર્થો અને ભોગના સ્થાન એટલે સ્થૂળ શરીર જોઇએ. એ શરીર ચાર જાતના છે, જરાયુજ, અંડજ, સ્વેદજ, અને ઉદ્‌ભિજજ. એ શરીરોની ઉત્પત્તિ પંચિકૃત પંચમાહાભૂતોથી થાય છે. આકાશાદિ પંચમહાભૂતોના એકેકના પાંચ પાંચ ભાગ એટલે એકંદરે પચ્ચીસ ભાગ કરી તેમનું મિશ્રણ પંચિકરણની રીતે કર્યાથી ચાર જૂદીજૂદી જાતના સ્થૂળ શરીરો બને છે. એ પંચિકરણની રીત નિચે પ્રમાણે છે.

પંચમહાભૂતમાંથી એક એકના પ્રથમ બબ્બે સરખા ભાગ કરવા. તે એક આઠઆનીનો અડધો

ભાગ કાયમ રાખી બીજા અડધા ભાગના ચારચાર સરખા એટલે બેબેઆનીના ભાગ કરવા. એમ કર્યાથી આકાશાદિ પાંચે ભૂતોના એક આઠઆનીનો અને ચાર બબેઆનીના ભાગ થશે. એમાંથી એકનો આઠઆનીનો ભાગ લઇ તેમાં બીજા ચારના એકેક બેઆનીના ભાગ મેળવવા. એમ કર્યાથી પાંચે ભૂતોનું જે મિશ્રણ તે પંચિકરણ કહેવાય છે, અને તે રીતે મેળવેલા પંચમહાભૂતોને પંચિકૃત પંચમહાભૂત કહે છે. દાખલા તરીકે પૃથ્વીના અડધા ભાગમાં એક બે આનીનો ભાગ આકાશનો, એક બે આનીનો ભાગ વાયુનો, એક બે આનીનો ભાગ તેજનો અને એક બે આનીનો ભાગ જળનો મેળવ્યાથી મનુષ્ય અને પશુઓનું પાર્થિવ શરીર બને છે. તેજ પ્રમાણે જળના અડધા ભાગમાં બીજા ચાર બબેઆનીના બીજાઓના ભાગ મેળ-વ્યાથી માછલાં, મગર આદિના જળ શરીર બને

છે. વાયુના અડધા ભાગમાં બીજાઓના બબે આનીના ભાગ મેળવ્યાથી પક્ષીઓના વાયુ શરીર બને છે. એજ પ્રમાણે બીજાં શરીરોનું પણ સમજી લેવું.

એ પંચિકૃત પંચમહાભૂતોથી બ્રહ્માંડ, તેની અંદરના ચૌદ ભુવનો એટલે ભૂઃ ભૂવર્, સ્વર, મહર, જન, તપ અને સત્ય એ સાત ઉપરના લોક અને અતલ, વિતલ, સુતલ, રસાતલ, તલાતલ, મહાતલ અને પાતાલ એ સાત નિચેના લોક, તે તે લોકના પ્રાણીઓને યોગ્ય અન્ન પાનાદિ ભોગના પદાર્થો, તથા યોગ્ય શરીરો ઇશ્વરની આજ્ઞાથી ઉત્પન્ન થાય છે. એ સમષ્ટિ સ્થૂળ દેહોના અભિમાની વૈશ્વાનર અથવા વિરાટ એ સંજ્ઞાથી ઓળખાય છે, અને વ્યષ્ટિ સ્થૂલ દેહનો અભિમાની વિશ્વ કહેવાય છે. એ વિશ્વ નામના જીવના શરીરોના ભેદથી દેવ, મનુષ્ય, પશુ આદિ અનેક ભેદ

છે. તેઓ તત્વજ્ઞાન રહિત છે, તેથી બાહ્ય પદાર્થોને જુએ છે, પણ અંતરાત્માને જોતા નથી.

એ મનુષ્યાદિ શરીરોમાં રહેલા જીવો સુખ દુઃખનો ઉપભોગ કરવા માટે પોતપોતાના શરીરને યોગ્ય કર્મો કરે છે, અને કર્મો કરવા માટે કર્મનાં ફળ ભોગવે છે. જેમ નદીના પ્રવાહમાં પડેલો કીડો એક કુંડાળામાંથી બીજા કુંડાળામાં જાય છે અને ત્યાંથી ત્રીજામાં જાય છે. તેમ મનુષ્યાદિ જીવો કર્મ કરે છે, અને કર્મના ફળને ભોગવે છે, તેથી એક જન્મમાંથી બીજા જન્મમાં અને ત્યાંથી ત્રીજા જન્મમાં એમ સંસારમાં જન્મ ધારણ કરી દુઃખ ભોગવ્યા કરે છે. તેમને નિવૃત્તિનું સુખ મળતુંજ નથી એ પ્રમાણે સંસારના દુઃખોમાં પડેલા જીવોને સુખી થવાનો એક માર્ગ છે. જેમ નદીના પ્રવાહમાં કીડાને કોઈ દયાળુ પુરૂષ પૂર્વ જન્મના પુણ્ય કર્મથી નદીમાંથી બહાર કાઢે, તો

તે નદીના કીનારા ઉપરના વૃક્ષની છાયામાં જઇ સુખી થાય છે, તેમ સંસારના જીવોને પૂર્વ જન્મમાં કરેલા સત્કર્મથી કોઇ તત્વવેત્તા ગુરૂ મળી આવે અને તેમની પાસે તે વેદાંતનુ શ્રવણ કરે અને પંચકોશનો વિવેક સમજે, તો તેમને મોક્ષનું સુખ પ્રાપ્ત થાય.

---

## પંચકોશનું નિરૂપણ.

એ પંચકોશ તે કયા તે જાણવું અગત્યનું છે. કોશ એટલે આવરણ, પડ અથવા ઢાંકણ અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ પાંચ કોશ આત્માને છે. તે વડે આત્મા આચ્છાદિત થયયલો છે, તેથી તેને સ્વ સ્વરૂપનું વિસ્મરણ થાય છે અને જન્મમરણરૂપ સંસારને પામે છે.

સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એમ ત્રણ પ્રકારના શરીર છે. સ્થૂલ શરીરમાં અન્નમય કોશ છે. સૂક્ષ્મ અથવા લિંગ શરીરમાં આનંદમય કોશ છે. એ કોશોનું સ્વરૂપ આ પ્રમાણે છે. પંચિકૃત પંચ મહાભૂતોથી ઉત્પન્ન થયલો સ્થૂળદેહ એજ અન્નમય કોશ છે. રજોગુણથી ઉત્પન્ન થયલા પાંચ પ્રાણ અને પાંચ કર્મેંદ્રિય એ દશ તત્વ મળીને પ્રાણમય કોશ થાય છે. સત્વગુણનું કાર્ય જે સંશયાત્મક મન તે અને શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિય એ છ તત્વ મળીને મનોમય કોશ કહેવાય છે. સત્વગુણથી ઉત્પન્ન થયલી નિશ્ચયાત્પિક બુદ્ધિ અને પાંચ જ્ઞાનેં-દ્રિય એ છ તત્વ મળીને વિજ્ઞાનમય કોશ થાય છે. કારણ શરીર એટલે અવિદ્યામાં જે મલીન સત્વ-ગુણ છે, તેમાં પ્રિય, મોદ અને પ્રમોદ નામની હર્ષ વૃત્તિઓ મળ્યાથી આનંદમય કોશ થાય છે. ઇષ્ટ વસ્તુના દર્શનથી જે સુખ થાય તે પ્રિયવૃત્તિ,

ઈષ્ટ વસ્તુનો લાભ થવાથી જે સુખ થાય તે મોદ-વૃત્તિ અને ઈષ્ટ વસ્તુના ઉપભોગથી જે સુખ થાય તે પ્રમોદવૃત્તિ છે. એ પાંચ કોશો સાથે આત્માને એકતા, અભેદનું અભિમાન થવાથી તે તે કોશ રૂપ આત્મા થાય છે. પણ વાસ્તવિક રીતે કોશો આત્મા નથી. આત્મા તો પંચકોશોથી ભિન્ન નીરાળો છે.



## અન્વય વ્યતિરેક વડે આત્માની બ્રહ્મરૂપતા.

પંચકોશથી વીટાયલા આત્માને અન્વય વ્યતિ-રેકથી પંચકોશનું પૃથક્કરણ અને આત્માનું વિવે-ચન કરી પંચકોશથી જૂદો પાડવામાં આવે, તો ચિદાનંદ સ્વરૂપનો નિશ્ચય થઈ પરબ્રહ્મસ્વરૂપ પ્રાપ્ત થાય છે. અન્વય એટલે સદભાવ અથવા હાજરી અને વ્યતિરેક એટલે અભાવ અથવા ગેરહાજરી.

હવે અન્વય અને વ્યતિરેકની રીતે આત્મા પંચકોશથી કેવી રીતે ભિન્ન જાણી શકાય તે જોઇએ. આગળ જણાવવામાં આવ્યું છે કે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થામાં જ્ઞાન એટલે આત્માનું ભાન થાય છે, તેથી તેમાં આત્માનો અન્વય છે. પણ પંચકોશનો અન્વય નથી. સ્થૂળદેહ એજ અન્નમય કોશ છે. સ્વપ્નાવસ્થામાં સ્વપ્નના શાક્ષી તરીકે આત્માનું ભાન થાય છે, તે આત્માનો અન્વય છે, પણ અન્ય સ્થૂળદેહનું ભાન થતું નથી, તેથી સ્થૂળદેહ અથવા અન્નમયકોશનો વ્યતિરેક છે. સુષુપ્તિ અવસ્થામાં તે અવસ્થાના સાક્ષીરૂપે આત્માનું સ્ફુરણ અથવા પ્રતીતિ થાય છે, તે આત્માનો અન્વય છે પણ સૂક્ષ્મ શરીરનું ભાન હોતું નથી તેથી તેનો વ્યતિરેક છે. એ સૂક્ષ્મ શરીર અથવા લિંગ દેહમાંજ પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય એ ત્રણે કોશો છે. સત્વગુણ અને

રજોગુણના ભેદમાત્રથી લિંગ શરીરમાં તે ત્રણ કોશો પૃથક થયલા છે. એ કારણથી લિંગ દેહના વિવેચનમાં એ ત્રણે કોશોનું પણ વિવેચન આવી જાય છે. તેથી સુષુપ્તિ અવસ્થામાં એ ત્રણે કોશોનો વ્યતિરેક છે. સમાધિ અવસ્થામાં આત્માનું સ્ફુરણ એટલે ભાન હોય છે, તેથી તેમાં આત્માનો અન્વય છે, પણ સુષુપ્તિ એટલે કારણ દેહના અજ્ઞાનની અપ્રતીતિ હોય છે, તેથી કારણ દેહનો અને તેમાં રહેલા આનંદમય કોશનો સમાધિમાં વ્યતિરેક છે. એ પ્રમાણે જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને સમાધિમાં આત્માની અનુવૃત્તિ એટલે હાજરી છે, પણ અન્નમયાદિ પંચકોશની અનુવૃત્તિ નથી. સાધનસંપન્ન અધિકારી અન્વય વ્યતિરેકની યુક્તિથી ત્રણ શરીર અને પંચકોશરૂપ આવરણ અથવા પડ કે ઢાંકણા ખસેડી નાખી આત્માને જૂદા પાડે, ત્યારે તે આત્મા પરબ્રહ્મજ છે, એમ સ્પષ્ટ સમજાય. એ

આવરણને લીધેજ આત્મા પોતાનું સચ્ચિતાનંદપણું ભુલિ જાય છે, અને શરીરના સુખ દુઃખાદિ ધર્મો પોતાના છે એમ માને છે. એ અજ્ઞાન ઉપર કહેલી રીતે આવરણો ખસેડવાથી દૂર થાય છે અને પરબ્રહ્મ પ્રત્યક્ષ થાય છે.

---

# મહાવાક્ય વડે જીવ અને બ્રહ્મના ઐક્યનું પ્રતિપાદન.



## તત્ત્વમસિ એ મહાવાક્યનો અર્થ.

એ પ્રમાણે જીવ અને બ્રહ્મની એકતા યુક્તિ વડે સિદ્ધ કરવામાં આવી છે. તેજ અભેદ બીજી રીતે એટલે વેદાંતના તત્વમસ્યાદિ મહાવાક્યો વડે લક્ષણા વૃત્તિથી વિરૂદ્ધ અંશનો ત્યાગ કરવાથી પણ સ્પષ્ટ જણાય છે. ચાર વેદના ચાર મહાવાક્ય

કહેવાય છે, તેનું વિસ્તારથી વિવેચન આગળ કરવામાં આવશે. અત્રે છાંદોગ્ય ઉપનિષદના "તત્ત્વમસિ" એ મહાવાકયનો અર્થ સમજાવવામાં આવે છે.

એ વાકયમાં તત્, ત્વં, અને અસિ, એવાં ત્રણ પદ એટલે શબ્દ છે. તેનો અર્થ, તે તું છે, એવો થાય છે. જે બ્રહ્મ તામસી એટલે તમોગુણ પ્રધાન માયાનો ઉપાધિરૂપે સ્વીકાર કરીને ચરાચર જગતનું ઉપાદાન કારણ એટલે અધ્યાસનું અધિષ્ઠાન થાય છે, તથા જે બ્રહ્મ શુદ્ધસત્વપ્રધાન માયાનો ઉપાધિરૂપે સ્વીકાર કરીને જગતનું નિમિત્ત કારણ એટલે ઉપાદાનાદિના જાણવાવાળા થાય છે, તે બ્રહ્મજ તત્ પદનો અર્થ છે બ્રહ્મજ જગતનું ઉપાદાન તેમજ નિમિત્ત કારણ પણ છે, તેથી તે અભિન્ન નિમિત્તોપાદાન કારણ કહેવાય છે.

તેજ બ્રહ્મ જ્યારે મલિનસત્વપ્રધાન અને તૃષ્ણા તથા કર્મના દોશવાળી અવિદ્યાનો ઉપાધિરૂપે સ્વીકાર કરે છે, ત્યારે તે 'ત્વં' એટલે જીવ કહેવાય છે. 'અસિ' એ પદનો અર્થ 'છે' એવો થાયછે.

બ્રહ્મની ત્રણ ઉપાધિ છે. તમોગુણપ્રધાન પ્રકૃતિ, શુદ્ધ સત્વગુણપ્રધાન માયા અને મલિન સર્વગુણપ્રધાન અવિદ્યા. એ પરસ્પર વિરૂદ્ધ સ્વભાવવાળી છે, તેથી તે ત્રણેનો લક્ષણાવૃત્તિથી ત્યાગ કરવાથી "તત્ત્વમસિ" એ વાકય વડે અખંડ ભેદ રહિત સચ્ચિદાનંદ બ્રહ્મનોજ બોધ થાય છે.

કોઈ વાકયનો વાચ્ય અથવા દેખીતો અર્થ લાગુ પડતો નહિ હોય તો તેનો બીજો ગર્ભિત અર્થ લાગુ પાડવામાં આવે છે. તેમ કરવામાં વિરૂદ્ધ ભાગ છોડી દેવાથી એકતાનો બોધ થાય છે. જેમકે તે આ દેવદત્ત છે. એમાં દેવદત્ત બે જૂદા

હોય એમ જણાય છે, પણ તેમાં તે અને આ એ વિરૂદ્ધ અંશ છે. તેનો ત્યાગ કરવામાં આવે તો એકજ દેવદત્ત છે, એમ માલૂમ પડે છે. તેજ પ્રમાણે પરમાત્મા અને જીવાત્માની ઉપાધિ માયા અને અવિદ્યા છે. તે એ ઉપાધિઓનો ત્યાગ કર્યાથી ભેદરહિત સચ્ચિતાનંદ પરબ્રહ્મજ લક્ષણાવૃત્તિથી જણાય છે.

અત્રે કોઈ એમ શંકા કરે કે લક્ષણાવૃત્તિથી જાણવા યોગ્ય લક્ષ્ય જે બ્રહ્મ તે નામ, જાતિ, ગુણ આદિની કલ્પના સહિત સવિકલ્પ એટલે સગુણ છે કે નામ, જાતિ, ગુણની કલ્પનારહિત નિર્વિકલ્પ એટલે નિર્ગુણ છે. જો તે સવિકલ્પ છે એમ કહેવામાં આવે તો બ્રહ્મને મિથ્યાપણું પ્રાપ્ત થાય, કેમકે નામ, જાતિ, ગુણ એ માયારૂપ મિથ્યા છે. તેમ જો તે નિર્વિકલ્પ છે, એમ કહેવામાં આવે તો તે પણ યોગ્ય નથી, કેમકે નિર્વિકલ્પનું લક્ષ્યપણું

જોયું નથી અને તેનો સંભવ પણ નથી. એવી રીતે બન્ને પક્ષમાં દોશ છે. એનું સમાધાન એ છે કે એવી શંકા કરવી યોગ્ય નથી. એવી શંકા ગુણ, ક્રિયા, જાતિ. દ્રવ્ય અને સંબંધ એ પાંચે વસ્તુ વિષે લઇ શકાય. જાતિ, ગુણ, ક્રિયા વિગેરેની કલ્પના સાકારમાં થઇ શકે પણ નિરાકારમાં તેવી કલ્પના અયોગ્ય છે. પરમાત્મામાં વિકલ્પ અને તેના અભાવનો સંસ્પર્શજ નથી. વિકલ્પ લક્ષ્યતા, જાતિ. ગુણ. દ્રવ્ય. ક્રિયા તથા તેમનો સંબંધ એ સર્વ બ્રહ્મમાં કલ્પિત છે. એમ હોવાથી 'તત્ત્વમસિ' એ મહા વાક્યથી એક બ્રહ્મનોજ બોધ થાય છે.

---

## શ્રવણ, મનન અને નિદિધ્યાસન.

એ પ્રમાણે તત્ત્વમસ્યાદિ મહાવાક્યોના અર્થનું એટલે જીવ બ્રહ્મની એકતાનું અનુસંધાન કરવું

તે શ્રવણ છે, અને શ્રવણ કરેલા અર્થનું યુક્તિએ કરી અનુસંધાન કરવું તે મનન કહેવાય છે. શ્રવણ મનનથી સર્વ સંશયો દૂર થઇ આત્માનો નિશ્ચય થાય, અને ચિત્ત તેમાં સ્થાપિત થાય, ત્યારે ચિત્તની જે ધારણા અથવા એકાકાર વૃત્તિ તે નિદિધ્યાસનનું લક્ષણ છે.

---

## નિર્વિકલ્પ સમાધિ નિરૂપણ.

નિદિધ્યાસનની પરિપાકાવસ્થા તે સમાધિ છે. નિદિધ્યાસનમાં ધ્યાતા એટલે ધ્યાન કરનાર આભાસ સહિત અંતઃકરણ, ધ્યાન અને ધ્યેય એટલે ધ્યાનનો વિષય બ્રહ્મ, એ ત્રિપુટીનું ભાન રહે છે. પણ જ્યારે અભ્યાસથી ચિત્તને વશ કરી ધ્યાતા અને ધ્યાનનો ક્રમે કરી ત્યાગ કરી ધ્યેયાકાર એટલે બ્રહ્માકાર ચિત્તવૃત્તિ થાય, અને જેમ પવન વિનાના

સ્થળમાં દીવો સ્થિર રહે છે, તેમ બ્રહ્મમાં મન અચળ રહે, ત્યારે સમાધી થઇ કહેવાય. સમાધિ સમયે ચિત્તની વૃત્તિઓ બ્રહ્મમાં લીન થયલી હોય છે, તેથી તેઓ જણાતી નથી, તોપણ તેઓ આત્મગોચર એટલે આત્માને જાણનારી હોય છે, કેમકે સમાધિમાંથી ઉઠેલા પુરૂષને હું આટલો સમય સમાધિમાં હતો એવું સ્મરણ થાય છે. અનુભવ કર્તા તેજ સ્મરણ કર્તા અને અનુભવેલા પદાર્થનુંજ સ્મરણ થાય છે, એવો નિયમ છે, તેથી સમાધિમાં ધ્યેયાકાર વૃત્તિ રહે છે. સમાધિમાં વૃત્તિઓનો પ્રવાહ ચલાવવાના પ્રયત્નોનો અભાવ હોય છે, તોપણ સમાધિ પહેલાં થયલા પ્રયયત્નોથી પૂર્વના પુણ્ય કર્મોથી તથા વારંવાર કરેલી સમાધિથી થયલા સંસ્કારની સહાયતાથી સમાધિમાં વૃત્તિનો પ્રવાહ ચાલ્યા કરે છે ઉપર પ્રમાણેજ ગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુનને નિર્વિકલ્પ સમાધિનું સ્વરૂપ અનેક પ્રકારે સમજાવ્યું છે.

એ સમાધિનું ફળ એ છે કે આ અનાદિ એવા સંસારમાં એકઠાં થયલાં કરોડો પુણ્ય પાપ રૂપ કર્મોનો સમાધિથી નાશ થાય છે, અને પરમાત્માના સાક્ષાત્કારમાં પ્રતિબંધ કરનાર અવિદ્યા અને તેના કાર્યોની નિવૃત્તિ કરનાર શુદ્ધ ધર્મની વૃદ્ધિ થાય છે. એ નિર્વિકલ્પ સમાધિને બ્રહ્મજ્ઞાની યોગીઓ ધર્મમેઘ એટલે ધર્મનો વરસાદ કહે છે, કેમકે એથી ધર્મરૂપી અમૃતની હજારો ધારા વર્ષે છે. વળી એ સમાધિથી અહંતા, મમતા, કર્તૃત્વ ભોગતૃત્વાદિ અભિમાનરૂપ વાસનાની જાળ અથવા જ્ઞાનનો વિરોધી સંસ્કારસમૂહ સંપૂર્ણ નાશ પામે છે અને પૂણ્ય પાપરૂપ સંચિત કર્મ મૂલ સહિત નષ્ટ થાય છે. એમ થવાથી વેદાંતના મહાવાક્યો, જેથી પ્રથમ પરોક્ષ જ્ઞાન થાય છે, તે પ્રતિબંધરહિત થવાથી હાથમાં રહેલાં આમળાંની પેઠે અપરોક્ષ એટલે પ્રત્યક્ષ જ્ઞાન ઉત્પન્ન કરે છે. એ કારણથી

સમાધિ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવામાં બહુ ઉપયોગી અને જરૂરની છે.

મહાવાક્યથી ઉત્પન્ન થયલું અને ગુરૂના મુખથી પ્રાપ્ત કરેલું પરોક્ષ બ્રહ્મજ્ઞાન બુદ્ધિપૂર્વક કરેલાં સંપૂર્ણ કર્મને અગ્નિની પેઠે બાળી નાખે છે, અને તેવીજ રીતે પ્રાપ્ત કરેલું સંશય વિપર્યયરહિત અપરોક્ષ આત્મજ્ઞાન સંસારના કારણુરૂપ અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરવામાં મધ્યાનકાળના પ્રચંડ સૂર્ય સમાન છે, તેથી તે અવિદ્યાને બાળી ભસ્મ કરી નાખે છે.

એ પ્રકારે જીવ અને બ્રહ્મની એકતાનો વિવેક પંચકોશથી કરી શાસ્ત્રોમાં કહેલી રીતે બ્રહ્મતત્વમાં મનને સ્થીર કરી અપરોક્ષ જ્ઞાન વડે મનુષ્ય સંસાર બંધનથી મુક્ત થાય છે, અને પરંપદ એટલે નિરતિશય આનંદરૂપ મોક્ષ થોડા સમયમાં પ્રાપ્ત કરે છે.



# પ્રકરણ ૨ જું.

## પંચમહાભુત વિવેક.

પેહેલા પ્રકરણમાં જણાવવામાં આવ્યું છે કે, આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી, એ પાંચ પંચમહાભૂત કહેવાય છે. આ પ્રકરણમાં તેમનું વિસ્તારથી વિવેચન કરવામાં આવશે. શ્રુતિમાં કહેલું છે કે આ જગતની ઉત્પત્તિ પહેલાં જગતનું કારણ સત્રૂપ અદ્વિતીય બ્રહ્મ હતું. તે મનવાણીને અગોચર હોવાથી સ્વતઃ જાણી શકાય એમ નથી, પણ તેનું કાર્ય અને તેની ઉપાધિ જે પંચમહાભૂત છે, તેમના વિવેચનદ્વારા બ્રહ્મ જાણી શકાય એમ છે. તે કારણથી પંચમહાભૂતનું વિવેચન અવશ્ય છે. એ વિવેચનથી એટલું સિદ્ધ થશે કે પંચમહાભૂતથી આત્મા ભિન્ન છે.

---

# અપંચિકૃત પંચમહાભુતોના ગુણ અને કાર્યનું વર્ણન.

હવે આકાશાદિ પંચભૂતોના ગુણ કહેવામાં આવે છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ ગુણ છે. આકાશનો ગુણ શબ્દ, વાયુનો સ્પર્શ, તેજનો રૂપ, જળનો રસ અને પૃથ્વીનો ગુણ ગંધ, એ તેમના સ્વાભાવિક ગુણો છે, પણ કારણના ગુણ કાર્યમાં આવે છે, એવો નિયમ છે, તેથી એ સ્વાભાવિક ગુણ સિવાય જે ભૂત જેનું કાર્ય હોય તેના ગુણ પણ તે ભૂતમાં આવે છે. આકાશથી વાયુ ઉત્પન્ન થયો છે, માટે આકાશનો ગુણ શબ્દ વાયુમાં આવે છે, તેથી વાયુમાં શબ્દ અને સ્પર્શ એ બે ગુણ છે. વાયુથી તેજ ઉત્પન્ન થાય છે, માટે વાયુના ગુણ શબ્દ અને સ્પર્શ તેજમાં આવે છે, તેથી તેજમાં શબ્દ, સ્પર્શ અને રૂપ એ ત્રણ ગુણો છે. એજ પ્રમાણે જળમાં

શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ એ ચાર ગુણો છે, અને પૃથ્વીમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચે ગુણ છે.

આકાશનો ગુણ શબ્દ તે દેહેરામાં કે ઘુમટમાં બોલતાં શબ્દનો પ્રતિધ્વનિ એટલે પડઘો પડે છે તે છે. વાયુ ઝપાટાથી જોરબંધ ચાલતો હોય, ત્યારે 'વીસી' એવો શબ્દ થાય છે, અને સ્પર્શ થાય છે. અગ્નિ સળગતો હોય ત્યારે ભડભડ એવો અવાજ થાય છે, તે તેનો શબ્દ છે, ગરમ સ્પર્શ છે અને પ્રકાશ રૂપ છે. જળ પથરાપરથી વહેતું હોય ત્યારે ખળખળ એવો અવાજ થાય છે, તે તેનો શબ્દ છે, ઠંડો સ્પર્શ છે, ધોળું રૂપ અને મધુર રસ છે. પૃથ્વીમાં કડકડ એવો શબ્દ છે, કઠણ સ્પર્શ છે, કાળી, ધોળી, રાતી, પીળી એવું તેનું રૂપ છે, ખારો, મીઠો, એવો રસ છે અને સુગંધ તથા દુર્ગંધ એવા બે પ્રકારના ગંધ છે. એ પ્રકારે પંચ-

ભૂતોના ગુણો જૂદા જૂદા છે, તેથી ગુણોથી તેમ-નામાં ભિન્નતા છે.

હવે પંચભૂતોનાં કાર્ય જે પાંચ જ્ઞાનેંદ્રિય અને પાંચ કર્મેંદ્રિય છે, તેમના ભેદ જાણવા સારૂ તેમનાં સ્થાન અને ક્રિયા જાણવી જોઇએ.

એ દસ ઇંદ્રિયો અપંચિકૃત પંચભૂતોમાંથી ઉત્પન્ન થયલી છે. પાંચ જ્ઞાનેદ્રિય ક્રમથી કાન, ચામડી, આંખ, જીભ અને નાકમાં રહે છે. તેઓ વડે શબ્દ આદિનું જ્ઞાન થાય છે, પણ તેઓ સૂક્ષ્મ છે, તેથી પ્રત્યક્ષ જાણવામાં આવતી નથી. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ જે તેમનાં કાર્ય છે, તે પરથી અનુમાનથી તેઓ જાણી શકાય છે. ઘણું કરી એ ઇંદ્રિયો બાહ્ય પદાર્થ તરફ દોડે છે. કોઈ વખતે કાન બંધ કરવાથી પ્રાણવાયુ અને જઠ-રાગ્નિની અંદરનો શબ્દ જે પ્રણવનાદ અથવા અનહદનાદ કહેવાય છે તે સંભળાય છે. જળપાન

કરતાં અને અન્ન ભક્ષણ કરતાં શરીરની અંદરનો સ્પર્શ માલમ પડે છે. આંખ બંધ કરવાથી અંદરનું અંધકાર જણાય છે, અને ઓરકાડથી અંદરનો રસ અને ગંધ જણાય છે.

વાણી, હાથ, પગ, ગુદા, અને ગુહ્યેંદ્રિય એ પાંચ કર્મેંદ્રિય છે. બોલવું, લેવુંદેવું, ચાલવું, મળ ત્યાગ કરવો અને રતિવિલાસ એ તેમની ક્રિયા છે. ખેતીવાડી, વણુજ વેપાર અને નોકરી ચાકરી એ ઉપરની પાંચ ક્રિયાના પેટામાં આવી જાય છે. ક્રિયા ઉપરથી એ ઇંદ્રિયોનું અનુમાનથી જ્ઞાન થાય છે. તેમનાં સ્થાન મુખ આદિ ભિન્ન ભિન્ન છે.

એ દસ ઇંદ્રિયોનો ઉપરી અધિકારી મન છે. તે હૃદયકમળમાં રહે છે. મનની આજ્ઞા પ્રમાણે એ ઇંદ્રિયો વર્તે છે. ઇંદ્રિયો વિના એકલું મન બાહ્ય વિષયો સંબંધી કંઇ કરી શકે નહિ, તેથી તે અંતઃકરણ એટલે અંદરની ઇંદ્રિય કહેવાય છે.

ઇંદ્રિયોને પોતપોતાના વિષયમાં સ્થાપન કર્યા પછી મન ગુણ દોશનો વિચાર કરે છે. સત્વ, રજ અને તમ એ મનનાં ગુણ છે. તે વડે મન વિકાર પામે છે.

વૈરાગ્ય, ક્ષમા, ઉદારતા, ઇત્યાદિ ગુણો સત્વ-ગુણથી ઉત્પન્ન થયલા છે. તૃષ્ણા, ક્રોધ, લોભ અને પ્રયત્ન એ આદિ ગુણો રજોગુણથી થયલા છે. આળસ, ભ્રાંતિ, તંદ્રા એટલે વિલંબથી કાર્ય કરવાની ટેવ ઇત્યાદિ વિકારો તમોગુણના છે. સાત્વિક ગુણોથી પુણ્ય કર્મો થાય છે, રજોગુણથી પાપકર્મ થાય છે. અને તમોગુણથી પુણ્ય નહિ, તેમ પાપ પણ થતું નથી, પણ તેથી આયુષ્ય વૃથા થાય છે, અને પશુ, પાષાણ કે વૃક્ષના જેવી જડતા ઉત્પન્ન થાય છે. એ બધી મનની વૃત્તિ-ઓમાં 'હું' એવો અહંકાર સર્વ વૃત્તિઓનો સ્વામી કર્તા, ભોક્તા છે. લોકવ્યવહારમાં પણ તેમજ કહેવાય છે.

જગતના સર્વ પદાર્થો અને સર્વ ઇંદ્રિયો પંચભૂતોનાં કાર્ય છે. શબ્દ, સ્પર્શ એ આદિ ગુણોયુક્ત ઘડો ઇત્યાદિ પદાર્થમાં ભૌતિકતત્વ સ્પષ્ટ જણાય છે. જે પદાર્થમાં જે મહાભૂતના ગુણો જોવામાં આવે તે પદાર્થ તે ભૂતનું કાર્ય છે એમ જાણવું. પણ ઇંદ્રિયોમાં પંચભૂતનું તત્વ સ્પષ્ટ માલમ પડતું નથી, તેથી શાસ્ત્રો અને યુક્તિ વડે તેમનો નિશ્ચય કરવો જોઇએ. બ્રહ્મ વિષે વેદની શ્રુતિઓ શું કહે છે તે હવે તપાસીએ.

---

## અદ્વૈતસતનું પ્રતિપાદન.

એક શ્રુતિમાં કહેલું છે કે "**सदेव सौम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्** એટલે હે ભાઈ, પૂર્વે આ એકજ અદ્વિતીય સત્ એટલે બ્રહ્મ હતું" અગિયાર ઇંદ્રિયો, યુક્તિ અને શાસ્ત્રોથી એટલે પ્રત્યક્ષાદિ સર્વ પ્રમાણોથી જે કંઇ જાણવામાં

આવે છે, તે આ જગત સૃષ્ટિની ઉત્પત્તિ પૂર્વે એકજ અદ્વિતીય સત્ હતું, નામ અને રૂપ નહિ હતાં, એમ આરૂણિ ઉદ્દાલક ઋષિએ પોતાના પુત્ર શ્વેતકેતુ પ્રત્યે કહેલું છે.

સર્વ અનાત્મ વસ્તુમાં સ્વગત, સજાતીય અને વિજાતીય એવા ત્રણ ભેદ હોય છે. પોતાની અંદરજ રહેલો જે ભેદ તે સ્વગત ભેદ કહેવાય છે, જેમકે એક ઝાડનો પોતાનાજ અવયવ રૂપ પાંદડાં, પુષ્પ અને ફૂળથી જે ભેદ છે તે સ્વગત ભેદ છે. એક વૃક્ષનો બીજા વૃક્ષથી જે ભેદ, જેમકે એક પીપળો તે આંબાના વૃક્ષથી ભિન્ન છે, તે સજાતિય ભેદ કહેવાય છે; અને એક વૃક્ષનો પાષાણુથી જે ભેદ તે વિજાતીય ભેદ છે. એ પ્રમાણેના ભેદો સત્ બ્રહ્મમાં નથી. ઉપર કહેલી શ્રુતિથી એ ત્રણે ભેદનો નિષેધ કરેલો છે, તેથી એટલું સિદ્ધ થાય છે કે, સત્ એટલે બ્રહ્મને અવયવ નથી, અને

તેના જેવું બીજું સત્ પણ નથી, પણ સત્ એકલું એકજ છે.

નામ અને રૂપ એ સતના અંશ કે અવયવ છે, એવી શંકા કદી કરવી નહિ. કોઇ શાસ્ત્રમાં એવા અંશનું નિરૂપણ કરવામાં આવ્યું નથી. સૃષ્ટિ પેહેલાં નામરૂપની ઉત્પત્તિ નથી. નામ અને રૂપ એજ સૃષ્ટિ છે, તેથી આકાશની માફક સત્ બ્રહ્મ નિરવયવ છે. સતથી ભિન્ન બીજું નથી. જે ભિન્ન જણાય તે નામરૂપની ઉપાધિને લીધે જણાય છે. જેમ આકાશ એકજ છે, પણ ઘડામાં રહેલું ઘટાકાશ અને ઘરમાં રહેલું ગૃહાકાશ એમ ભેદ કહેવાય છે, તે આકાશનો વાસ્તવિક ભેદ નથી, પણ ઘડો અને ઘરની ઉપાધિને લીધે જણાય છે. તેમ નામ અને રૂપની ઉપાધિ વિના સતમાં કંઈ ભેદ નથી. એજ પ્રમાણે સતમાં વિજાતીય ભેદ નથી, કેમકે સતનુ વિજાતીય અસત થાય, તે હોઇ

શકે નહિ. એ કારણથી સત એકજ અદ્વિતીય છે એ નક્કી છે.

એમ છતાં પૂર્વે આ જગત અસત હતું, એમ કેટલાક વિહ્વળ પુરૂષો વર્ણન કરી ગયા છે. બુદ્ધના મતના અનુયાયીઓ જેઓ શૂન્યવાદી કે માધ્યમિક કહેવાય છે, તેમનો એવો મત છે. જેમ સમુદ્રમાં બુડતા માણુસની ઇંદ્રિયો વિહ્વળ થઇ જાય છે, તેમ એ બીચારા શૂન્યવાદીઓની બુદ્ધિ અખંડ એકરસ બ્રહ્મને સાંભળીને વિહ્વળ થઇ ગઇ છે, તેઓ ડરી ગયા છે. તેમની બુદ્ધિ સાકાર કે નિરાકાર વસ્તુમાં ચાલી શકતી નથી.

શ્રીશંકરાચાર્યના ગુરૂ ગૌડપાદાચાર્યે એક ઠેકાણે કહ્યું છે, કે સાકારસ્વરૂપના ઉપાસક યોગીઓને નિરાકારની ઉપાસનામાં તથા નિર્વિકલ્પ સમાધિમાં ઘણોજ ભય લાગેછે. એવા યોગીયોને નિર્વિકલ્પ સમાધિના દર્શન દુર્લભ છે. તેઓ અભય બ્રહ્મમાં ભય જોઇ

નિર્વિકલ્પ સમાધિથી ભય પામે છે. શ્રી શંકરાચાર્યે પણ કહ્યું છે, કે શૂન્ય વાદીઓ શ્રુતિ વિરૂદ્ધ કુતર્ક કરવામાં કુશળ છે. તેઓ અચિંત્ય સદાત્માને વિષે ભ્રાંતિવાળા છે. એ અજ્ઞાની બૌદ્ધો મૂર્ખતાથી શ્રુતિનો અનાદર કરે છે, અને શબ્દ પ્રમાણ માનતા નથી, તેથી તેમને આત્મતત્વનું જ્ઞાન થતું નથી. તેઓ એકલા અનુમાન પ્રમાણનો આધાર લઇ કહે છે કે સૃષ્ટિ પેહેલાં અસત્ એટલે શૂન્ય હતું. એ તેમનો મત યોગ્ય નથી.

વળી 'શૂન્ય હતું' એમ કહેવામાં પણ દોષ લાગે છે. કેમકે શૂન્ય અભાવ રૂપ છે, તેને ભાવ રૂપ 'હતું' એમ કહેવું તે અયોગ્ય કહેવાય. બે વિરૂદ્ધ ધર્મવાળી વસ્તુનો યોગ થઇ શકે નહિ. સૂર્ય અંધકારવાળો અથવા અંધકારમય છે, એમ કહી શકાય નહિ. તેમજ શૂન્ય અને સત વિરૂદ્ધ ધર્મવાળા હોવાથી શૂન્ય હતું, એમ કહી શકાયજ નહિ.

જો શૂન્યવાદીઓ એમ કહે કે આકાશાદિનાં નામ રૂપ જેમ માયાએ સદ્વસ્તુમાં કલ્પેલાં છે, તેમ શૂન્યનાં નામ રૂપ પણ કલ્પાયલાં છે, તો તેથી તેઓ સતનો અંગિકાર કરે છે એમ થાય, અને તેથી તેમનો સિદ્ધાંત ઉંધો વળે. જો તેઓ એમ કહે કે, સતના નામરૂપ પણ કલ્પિત છે, તો તે દલીલ પણ ચાલે એમ નથી; કારણ તેવી કલ્પના કયા પદાર્થમાં થાય ? કલ્પનાનું અધિષ્ઠાન જોઇએ. અધિષ્ઠાન વિનાનો ભ્રમ કદી જોવામાં આવતો નથી.

એ સંબંધમાં બીજી દલીલ એવી છે કે ‘સત હતુ” એ બે શબ્દનો અર્થ ભિન્ન હોય તો અદ્વૈતની હાનિ થાય, અને ભિન્ન નહિ હોય તો પુનરૂક્તિ નામનો દોષ લાગે. એનો ખુલાસો એ છે કે એ બે શબ્દનો અર્થ એકજ છે, તો પણ લોકોમાં તેવી રીતે બોલવાનો વહીવટ છે, તેથી પુનરૂક્તિનો દોષ ગણાતો નથી.

કોઇને એમ શંકા થાય કે 'પૂર્વં હતુ' એમ કહેવાથી સતની સાથે ભૂતકાળ પણ હતો, એમ ઠરે અને તેથી દ્વૈત જણાય. એનું સમાધાન એ છે કે કાળની વાસનાવાળા શિષ્યને બોધ કરવામાં એ પ્રમાણે કહેવામાં આવ્યું છે, પણ તેટલા ઉપરથી દ્વૈતની શંકા કરવી નહિ. ઉપદેશ કરવામાં અને વ્યવહારમાં દ્વૈત જણાય, પણ શાસ્ત્રાધારે કે પરમાર્થ દ્રષ્ટિથી વિચારતાં સત્ બ્રહ્મ વિના અન્ય કંઇ પણ નથી. સ્મૃતિનું પ્રમાણ પણ છે કે સૃષ્ટિની ઉત્પત્તિ પૂર્વે નિશ્ચળ, ગંભીર, તેજનહિ, અંધકાર નહિ, વ્યાપક, વર્ણન થઈ શકે નહિ એવું, ઇંદ્રિ-ઓને અગોચર, એવું સત બ્રહ્મજ હોય છે.

ઉત્પત્તિ અને નાશવાળાં પૃથ્વિ, જળ વિગેરે ભલે મિથ્યા હોય, પણ નિત્ય એવા આકાશનુ મિથ્યાપણું કેમ સ્વિકારવું, એવી શંકા કોઇને થાય, તો તેનું સમાધાન એવું છે કે, જગત રહિત

આકાશ સત્ય માનવામાં આવે તો આકાશ રહિત સત કેમ ન માનવું ? જગત રહિત આકાશ જોવામાં આવે છે, એમ જો કહેવામાં આવે તો તે પણ ખોટું છે; કેમકે આકાશ પ્રત્યક્ષ જણાતું નથી. જે જણાય છે તે માત્ર પ્રકાશ અને અંધકાર સૂર્ય ચંદ્રને લીધે છે. આકાશમાં જે શ્યામતા જણાય છે તે માત્ર ભ્રાંતિ છે. દૃષ્ટિની ગતિ નહિ પહોંચી શકવાથી તેવું ભાસે છે, તે મિથ્યા છે. વળી આકાશની પેઠે સત્ વસ્તુના પ્રત્યક્ષ દર્શનનો અભાવ છે, તો પણ સમાધિમાં કે ઉદાસિન અવસ્થામાં શુદ્ધ સદ્‌વસ્તુનો અનુભવ થાય છે, પણ શૂન્યનો અનુભવ થતો નથી, તેથી શૂન્ય નથી પણ સત્ બ્રહ્મજ છે એ નક્કી છે. નિર્વિકલ્પ સમાધિમાં સત વસ્તુનું જ્ઞાન થતું નથી, એમ કહી શકાય નહિ. સત્ એટલે બ્રહ્મ સ્વયંપ્રકાશ છે. તેના જ્ઞાન માટે અન્ય પ્રકાશની આવશ્યકતા નથી.

સમાધિ અવસ્થાનો સાક્ષી બ્રહ્મ છે, કેમકે હું સમાધિમાં હતો એવું સદ્ વસ્તુનું જ્ઞાન સુખથી મનુષ્યોને થાય છે. તેજ પ્રમાણે માયાનો વિકાશ થતાં પેહેલાં એટલે સૃષ્ટિની ઉત્પત્તિની પૂર્વે સત્ કંઇ પણ વિક્ષેપ રહિત શુદ્ધ હોય છે, અને તેનું જ્ઞાન થાય છે.

---

## માયાશક્તિવર્ણન.

હવે એ માયાનું લક્ષણ શું તે જાણવું જોઇએ. માયા તે સદ્વસ્તુની શક્તિ છે. તે અસત્ એટલે મિથ્યા છે, અને તે આકાશાદિ પોતાના કાર્યપરથી જાણી શકાય છે. અગ્નિની દાહકતા શક્તિ પેઠે તે પોતાનાં કાર્ય ઉત્પન્ન થયા પહેલાં કોઈ કાળે પણ કોઈના જાણ્યામાં આવતી નથી. એ માયા સતની શક્તિ છતાં તે સદ્રુપ નથી, પણ સતથી વિલક્ષણ એટલે અનિત્ય, જડ, નહિ સત્ કે નહિ શૂન્ય

એવી અનિર્વચનીય છે. માયાની જે સત્તા છે તે તેની પોતાની વાસ્તવિક સત્તા નથી, પણ બ્રહ્મની સાથેના તેના યોગને લીધે તેની સત્તા છે. એ પ્રમાણે માયાનું સ્વતંત્ર અસ્તિત્વ નહિ હોવાથી શૂન્યની પેઠે માયાને લીધે દ્વૈતપણું થતું નથી. બ્રહ્મથી ભિન્ન માયાની ગણના કોઇપણ પ્રકારે નથી. તેમજ માયાનું કાર્ય જે જગત તે પ્રલય પહેલાં ન હોવાથી તેથી પણ દ્વૈત થતું નથી.

બ્રહ્મની એ શક્તિ માયા બ્રહ્મમાં સર્વત્ર વ્યાપીને રહેલી નથી, પણ બ્રહ્મના એક ભાગમાં રહેલી છે. જેમકે ઘડાની શક્તિ સઘળી માટીમાં નથી, પણ પાણીથી પલાળેલી ચીકણી માટીમાં છે. શ્રુતિ પણ કહે છે કે બ્રહ્મના એક પાદમાં સર્વ ભૂતો એટલે ચરાચર જગત રહે છે અને ત્રણ પાદ એટલે ત્રણ ભાગ સ્વયંપ્રકાશ બ્રહ્મ છે. ભગવતગીતામાં પણ શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે કે

સંપૂર્ણ જગતને એક અંશે કરી આશ્રય આપીને હું રહ્યો છું. સૂત્રકાર વેદવ્યાસનું વચન છે કે પરમાત્મા બ્રહ્માંડને ચોતરફથી વીંટી વળીને તેનાથી દૂર રહેલા છે, અને વિકાર રહિત છે. એટલે બ્રહ્મને માયાનો કંઇપણ સંબંધ નથી. એમ છતાં બ્રહ્મના એક દેશમાં માયા છે, એમ કહેવામાં આવે છે, તેનું કારણ એ છે કે, શ્રોતાએ પ્રશ્ન કર્યો છે કે માયા બ્રહ્મમાં સર્વત્ર વ્યાપીને રહેલી છે, કે તેના એક ભાગમાં રહેલી છે. તે સંબંધમાં શ્રોતા બરોબર સમજે તે પ્રમાણે પ્રશ્નને અનુસાર શ્રોતાનું હિત ઇચ્છનારી શ્રુતિએ અવયવ રહિત બ્રહ્મમાં અવયવની કલ્પના કરીને ઉત્તર આપ્યું છે.

---

## બ્રહ્મ અને પંચમહાભૂતોનો વિવેક.

બ્રહ્મ અને માયાનું સ્વરૂપ ઉપર બતાવવામાં આવ્યું. હવે માયાના કાર્યો જે પંચમહાભૂત તેમનું

પૃથક્કરણ કરી તેમના ગુણો સદ્દસ્તુના સ્વભાવથી ભિન્ન છે, તેથી પંચમહાભૂતોથી સદ્વસ્તુ ભિન્ન છે એમ જણાવવામાં આવશે. જેમ ભિંત ઉપર રંગીન ચિત્રો ચીતરેલાં હોય, તે માત્ર રંગની કલ્પના છે, તેમ સદ્વસ્તુને આશ્રયે રહેલી માયાશકિત સત બ્રહ્મમાં અનેક પ્રકારના વિકારોની કલ્પના કરે છે. માયાનો પેહેલો વિકાર આકાશ છે. તેનું સ્વરૂપ અવકાશ છે. 'આકાશ છે' એમ બોલાય છે, તેથી આકાશમાં સત્તત્વનો અન્વય છે. તે સાથે તેનો પોતાનો સ્વભાવ અવકાશ અથવા પ્રતિધ્વનિ છે. એ પ્રમાણે આકાસ બે સ્વભાવવાળું છે, પણ અવકાશ કે પ્રતિધ્વનિ સતમાં નથી. સદ્દસ્તુ એક સ્વભાવવાળી છે, તેથી સદ્વસ્તુ આકાશથી ભિન્ન છે.

સતમાંથી આકાશ ઉત્પન્ન થયું છે, તેથી સતનું આકાશ એમ બોલવું જોઇએ. પણ 'આકાશ છે' એમ બોલાય છે, તેથી આકાશની સત્તા થાય

છે, એ વિપરીત વાત છે. એનું કારણ એ છે કે જે માયા સદ્વસ્તુમાં આકાશની કલ્પના કરે છે, તેજ આકાશ અને સતના અભેદની પણ કલ્પના કરે છે, અને સદ્વસ્તુ ધર્મી એટલે કારણ છે અને આકાશ ધર્મ એટલે કાર્ય છે, તેનો પણ વિરૂદ્ધ ભાવ કલ્પે છે, અને અજ્ઞાની લોકો તથા નૈયાયિકો તે વિરૂદ્ધ વાત માને છે. એ પ્રમાણે વિપરીત જ્ઞાન કરવું, એ તો માયાનો સ્વભાવ છે. વસ્તુનું યથાર્થ સ્વરૂપ પ્રમાણથી જાણ્યામાં આવે છે, પણ અયથાર્થ એટલે વિપરીત જ્ઞાન, ભ્રમ અથવા માયાથીજ થાય છે, એ વાત સર્વ લોકના જાણ્યામાં છે.

એ પ્રમાણે બ્રહ્મ અને આકાશ સંબંધીનું વિપરીત જ્ઞાન અથવા ભ્રમ શ્રુતિના અર્થનો વિચાર કર્યાથી મટે છે. તે પ્રમાણેનો વિચાર કરી આકાશને બ્રહ્મથી ભિન્ન માનવું. આકાશ અને સત એ બે શબ્દો એક અર્થના નથી, પણ જૂદા જૂદા

છે. વળી વાયુ આદિમાં સત પરોવાયલું છે, પણ આકાશ પરોવાયલું નથી. એ પ્રમાણે પણ તેમાં ભેદ છે. સત અધિક વૃત્તિવાળું છે, એટલે તે સર્વમાં છે, તેથી તે ધર્મી કહેવાય છે, પણ આકાશ તે પ્રમાણે સર્વમાં નથી, તેથી તેનું ધર્મપણું છે. એ પ્રમાણે વિચાર કરી આકાશનું સતથી પૃથક્કરણ કર્યાથી આકાશનું કંઇ પણ સ્વરૂપ રહેતું નથી. તે અવકાશરૂપ અસત મિથ્યાજ છે, એમજ જાણવું.

આકાશ સત્થી ભિન્ન છતાં અસત નથી, કેમકે તેની પ્રતીતિ થાય છે, એવી શંકા થાય, તો તેનો ખુલાસો એ છે કે માયાના પ્રતાપથી માયિક અસત પદાર્થો ભાસમાન તો થાય, પણ તે સ્વપ્નમાં જોયલા હાથી ઘોડાની પેઠે મિથ્યા હોય છે.

જાતિ, વ્યક્તી, દેહ દેહિ અને ગુણ, દ્રવ્ય એ પદાર્થો સાથે રહે છે, છતાં તે પૃથક પૃથક છે. તેમજ ‘આકાશ છે’ એમ બોલાય છે, તેથી આકાશ

અને સત્ સાથે રહે છે એમ જણાય છે, તોપણ તે ભિન્નભિન્ન છે, એમ ગણવામાં કંઈ આશ્ચર્ય નથી.

એ પ્રમાણે સત્ અને આકાશનો ભેદ છે. તે જાણ્યાં છતાં ચિત્તમાં ઠસે નહિ, તો તેનું કારણ ચિત્તની અસ્થિરતા અથવા સંશય છે. ધ્યાન કર્યાથી સાવધાન થવાય છે, અને ચિત્ત સ્થિર થાય છે, અને પ્રમાણ તથા યુક્તિએ કરી વિચાર કરવાથી સંશય મટે છે. એ પ્રમાણે ધ્યાનથી, પ્રમાણથી, અને યુક્તિથી સત્ અને આકાશના ભેદનો નિશ્ચય થાય છે, અને આકાશ સત્ય નથી, તથા સદ્વસ્તુ આકાશવાળી નથી એવી ખાત્રી થાય છે. સત અને અસતનો વિચાર કરનાર જ્ઞાનીને આકાશ સદા મિથ્યા ભાસે છે અને સત અવકાશરહિત ભાસે છે. ૬૯ વાસનાના કારણથી આકાશને સત્ય કહેનારા અને સત્યને નહિ જાણનારા અજ્ઞાનીને જોઇને જ્ઞાનીઓ આશ્ચર્ય પામે છે.

---

## સત્ અને વાયુનું વિવેચન.

એ પ્રમાણે આકાશના મિથ્યાપણાનો અને સતના સત્યપણાનો નિશ્ચય કર્યા પછી તેજ ન્યાયથી એટલે પ્રમાણુ અને યુક્તિ વડે વાયુ, તેજ, જળ અને પૃથ્વીથી સદ્વસ્તુનું પૃથક્કરણુ કરવું. સદ્વસ્તુ સર્વત્ર છે. તેના એક ભાગમાં માયા છે. માયાના એક ભાગમાં આકાશ છે, અને આકાશના એક ભાગમાં વાયુની કલ્પના કરેલી છે. શોષ, સ્પર્શ, ગતિ અને વેગ એ ચાર વાયુના ધર્મ મનાયલા છે. સત, માયા અને આકાશના જે ત્રણ સ્વભાવ છે, તે પણુ વાયુમાં રહેલા છે. 'વાયુ છે' એમ કહેવાય છે તે અસ્તિત્વ તે સતનો સ્વભાવ છે. સતથી વાયુનુ પૃથક્કરણુ કરતાં મિથ્યાપણું રહે છે, તે માયાનો સ્વભાવ છે, અને ધ્વનિ તે આકાશનો સ્વભાવ છે. એમ હોવાથી સતથી વાયુ ભિન્ન અને અસત છે. જેમ માયા મિથ્યા છે, તેમ વાયુ પણુ

મિથ્યા છે. કેમકે વાયુ માયાનું પરંપરાથી કાર્ય છે, તેથી મિથ્યાપણુ એ બંનેમાં સરખું છે, તોપણુ તેમાં એટલો ભેદ છે કે માયા અવ્યકત છે અને વાયુ વ્યકત છે. આ સ્થળે માયા અને વાયુના ભેદ સંબંધી વધારે વિચાર કરવાનું કંઇ પ્રયોજન નથી. સત અને વાયુના ભેદ સંબંધી એટલું સિદ્ધ થાય છે કે 'વાયુ છે' એમ કહેવામાં સદ્દસ્તુનો જે અંશ છે તે બ્રહ્મરૂપ છે, અને બાકીનો અંશ વાયુની પેઠે મિથ્યા છે. એ પ્રમાણે વાયુના મિથ્યા-પણાનો દૃઢ નિશ્ચય કરી વાયુ સત્ય છે એવી બુદ્ધિનો ત્યાગ કરવો.

---

## સતથી તેજ, જળ, પૃથિવનું પૃથક્કરણ.

વાયુના એક ભાગમાં અગ્નિ છે તેથી અગ્નિનો પણુ એજ પ્રમાણે વિચાર કરવો જોઇએ. પુરા-ણોમાં બ્રહ્માંડના આવરણનો વિચાર કરેલો છે.

તેમાં એવું ઠરેલું છે કે પંચમહાભૂતો દશ દશ અંશે એક બીજાથી ઉત્તરોત્તર ન્યુન છે. તે પ્રમાણે અગ્નિ વાયુથી દશ અંશે ન્યુન છે અને તે વાયુમાં કલ્પેલો છે. અગ્નિ ઉષ્ણ અને પ્રકાશવાળો છે અને તેમાં પૂર્વના કારણના ધર્મો એટલે શબ્દ અને સ્પર્શ પણ છે, તોપણ તે મિથ્યા છે. સત, માયા, આકાશ, અને વાયુના અંશે કરી યુક્ત જે અગ્નિ તેનો પોતાનો ગુણ રૂપ છે. એ બધાનો વિવેક બુદ્ધિથી વિચાર કરતાં જણાય છે કે 'અગ્નિ છે' એ અસ્તિત્વનો ધર્મ તે બ્રહ્મરૂપ છે અને બીજા સર્વ ગુણો મિથ્યા છે, તેથી અગ્નિ સતથી ભિન્ન અને મિથ્યા છે એમ સિદ્ધ થાય છે.

એજ પ્રમાણે જળનું પણ પૃથકકરણ કરવું. અગ્નિથી જળ દશ અંશે ન્યુન છે અને અગ્નિમાં કલ્પિત છે એવો નિશ્ચય કરવો. જળમાં આકાશાદિ અન્ય કારણોના ધર્મની અનુવૃત્તિ છે, તેથી

'જળ છે' એમ કહેવાય છે અને તે શબ્દ, સ્પર્શ, અને રૂપ એ ગુણોયુક્ત છે. રસ તેનો પોતાનો ગુણ છે. એ બધામાં સત વિના બીજા સર્વ ધર્મો મિથ્યા છે, તેથી જળ સતથી ભિન્ન અને મિથ્યા છે એમ નક્કી થાય છે.

જળના મિથ્યાપણાનો નિશ્ચય કર્યા પછી વિચાર કરવો કે જળથી પૃથ્વી દશાંશે ન્યુન છે, અને જળમાં કલ્પિત છે. પૃથ્વી છે એમ કહેવાય છે, તે અસ્તિત્વ બ્રહ્મનું છે, અને તેમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ એ ગુણો છે તે આકાશાદિ તેના કારણોના છે અને ગંધ તેનો પોતાનો ગુણ છે. એમ હોવાથી પૃથ્વી મિથ્યા છે, અને સત્‌થી ભિન્ન છે એવો નિશ્ચય કરવો.

એ પ્રમાણે પૃથ્વીથી સત્તાને જુદી પાડ્યા પછી મિથ્યા પૃથ્વીજ બાકી રહે છે. પૃથ્વીથી બ્રહ્માંડ દશ અંશ ન્યુન છે, અને પૃથ્વીમાં રહેલું છે. બ્રહ્માંડના

મધ્યમાં ચૌદ ભુવન રહેલાં છે અને એ ભુવનોમાં તેમને યોગ્ય પ્રાણીના શરીરો રહેલાં છે.

એ બ્રહ્માંડ, ચૌદ ભુવન અને દેહોનું સતથી પૃથક્કરણ કરવાથી જણાય છે કે તેમાં સદ્વસ્તુનો અંશ છે તે સત્ય છે, અને તેના બીજા કારણો પંચમહાભૂત છે, તેમના ધર્મો મિથ્યા છે. તેમ છતાં બ્રહ્માંડ ભાસે છે તેથી કંઈ હરકત નથી. પંચમહાભૂત, બ્રહ્માંડ અને માયા એ ત્રણે સમાન એટલે મિથ્યા છે, એમ નિશ્ચય થાય, અને સદ્વસ્તુ અદ્વૈત છે, એવી દૃઢ બુદ્ધિ થાય, તો પછી તે બુદ્ધિ કોઈપણ કાળે વિપરીત ભાવને પામતી નથી.

ઉપર પ્રમાણે પૃથ્વી આદિદ્વૈતોને અદ્વૈત બ્રહ્મથી જુદાં પાડયાંથી સિદ્ધ થાય છે, કે બ્રહ્મ સત્ય છે અને માયા તથા તેનાં કાર્યો પંચમહાભૂત તથા બ્રહ્માંડ આદિ મિથ્યા છે, છતાં પણ એ મિથ્યા પદાર્થોની ક્રિયા લોકોમાં જેવી ને તેવીજ રહેલી

જોવામાં આવે છે. વ્યવહારનો લોપ થયલો જણાતો નથી. તેનું કારણ એ છે કે પૃથ્વી આદિ પદાર્થોના સ્વરૂપનો નાશ થતો નથી. તેથી જ્ઞાની વ્યવહાર કરે છે, પણ તેમાં તેને હર્ષ શોક થતો નથી, અને આનંદમાં રહે છે, પણ અજ્ઞાની શોક મોહ પામી દુખ પામે છે. એટલો જ્ઞાની અજ્ઞાનીમાં ભેદ છે.

એ પ્રમાણે હકીકત છતાં સાંખ્યમતના અનુયાયીઓ, કણાદનામતના વૈશેષિકો, નૈયાયિકો અને બુદ્ધ ધર્મિઓ અનેક યુક્તિથી જગતના ભેદની કલ્પના કરે છે, તે ભલે કરે. તેના ખંડનની કંઈ આવશ્યકતા નથી. વ્યાવહારિક ભેદ બાબત કંઇ તકરાર નથી, પણ પારમાર્થિક ભેદનો અંગિકાર થઇ શકે નહિ. એ અન્યમતવાદિઓ નિઃશંકપણે અદ્વૈતમતની અવજ્ઞા કરે છે, તેમાં અદ્વૈતમતવાળાઓને કંઇ હાનિ નથી. તેઓ એ દ્વૈતવાદીની અવજ્ઞા કરે છે.

---

## દ્વૈતના અનાદરનું ફળ.

દ્વૈતની અવજ્ઞા કરવાથી દ્વૈત મિથ્યા છે, એવું દૃઢ જ્ઞાન થાય છે, અને અદ્વૈતમાં બુદ્ધિ સ્થિર થાય છે. એ પ્રમાણે જેની બુદ્ધિ સ્થિર થાય તે પુરૂષ જીવન્મુકત કહેવાય છે. એજ બ્રહ્મ જ્ઞાનીની સ્થિતિ છે. એ દશાને પ્રાપ્ત કર્યા પછી જ્ઞાની મોહ પામતો નથી અને અંતઃકાળને વિશે પણ એ સ્થિતિમાં રહેવાથી જ્ઞાની મોક્ષ પામે છે. એ પ્રમાણે શ્રીકૃષ્ણે અર્જુનને ભગવતગીતામાં કહેલું છે.

એ અંતઃકાળ શબ્દનો અર્થ વર્તમાન દેહપાત નહિ, પણ સદ્રુપ અદ્વૈત અને મિથ્યા દ્વૈતની પરસ્પર એકતાનું જ્ઞાન, જેને અન્યોન્યાધ્યાસ કહે છે, તેની નિવૃત્તિ થાય, અને તેઓ ભિન્ન છે, એવી ભેદ બુદ્ધિ થાય, તેજ અંતઃકાળ છે, બીજું નહિ, અથવા લોક પ્રસિદ્ધ અર્થ જે પ્રાણનો વિયોગ એટલે મરણ સમય તે અંતઃકાળ એમ લઈએ

તોપણ કંઇ હરકત નથી; કેમકે જગત સંબંધીની ભ્રાંતિ એકવાર નિવૃત્ત થયલી હોય, તેનું પુનરાગમન મરણ સમયે થતું નથી. બ્રહ્મજ્ઞાની નિરોગી હોય, યોગાસનમાં બેઠેલો હોય, રોગી હોય અને જમીનપર આળોટતો હોય, અથવા મૂર્છા પામેલો હોય, તેવા સમયે તે પ્રાણ ત્યાગ કરે, તોપણ તેને કોઇપણ પ્રકારે જગતની ભ્રાંતિ થતી નથી, એટલે તેનો મોક્ષ અવસ્ય છેજ.

જેમ વેદનું અધ્યયન આજે કર્યું હોય તેનું વિસ્મરણ સ્વપ્નમાં કે સુષુપ્તિમાં થાય, પણ અધ્યયન કરનાર આવતી કાલે તે ભૂલી જતો નથી, તેમ એકવાર સંપાદન કરેલું બ્રહ્મજ્ઞાન મરણ સમયે સન્નિપાત કે મૂર્છા હોય તોપણ નાશ પામતું નથી. મહાવાકયોના પ્રમાણે કરી જે જ્ઞાન પ્રાપ્ત થયું હોય, તે પ્રબળ પ્રમાણ વિના નાશ પામતું નથી. અને વેદાંત કરતાં બીજું પ્રબળ પ્રમાણ

જોવામાં આવતું નથી. એ કારણથી વેદાંતથી સિદ્ધ થયલું અદ્વૈત જ્ઞાન અંતઃકાળે પણ બાધ પામતું નથી એ નક્કી છે. માટે પંચમહાભૂતના પૃથક્કરણથી મોક્ષ પ્રાપ્ત થાય છે.



# પ્રકરણ ૩ જું.

## પંચકોશ વિવેક.

આત્માને પંચકોશનું આવરણ છે, તે ખસેડી નાખવામાં આવે તો આત્માનો સાક્ષાત્કાર થાય, માટે પંચકોશનું પૃથક્કરણ કરી તેમનાથી આત્મા જૂદો છે, એમ બતાવવાની જરૂર છે. એ પંચકોશનું વિવેચન તૈતરીય ઉપનિષદમાં બ્રહ્મવલ્લીમાં આપેલું છે. તેમાં કહેલું છે કે બ્રહ્મ ગુહામાં રહેલું છે. એ ગુહા એટલે ગુફા તે પંચકોશ છે. તે બ્રહ્મ પંચકોશના વિવેચનથી જાણી શકાય એમ છે, તેથી પંચકોશનું પૃથક્કરણ કરવું જોઇએ.

આ દેહ તે મ્હોટી ગુફા છે. તેજ અન્નમય કોશ કહેવાય છે. તેમાં પ્રાણમય કોશ છે. પ્રાણમયમાં મનોમય કોશ છે, મનોમયમાં વિજ્ઞાનમય કોશ છે, તે કર્તા છે. વિજ્ઞાનમયમાં આનંદમય કોશ છે, તે ભોકતા છે. એ પ્રમાણે પાંચ કોશો છે.

માતાપિતાએ ખાધેલા અન્નથી જે વિર્ય ઉત્પન્ન થાય છે, તેમાંથી દેહ બંધાય છે, અને તે દેહ પછી અન્નથી વૃદ્ધિ પામે છે, તેથી દેહ અન્નનો વિકાર હોવાથી અન્નમયકોશ કહેવાય છે. તે આત્મા નથી, કેમકે ઉત્પન્ન થયા પેહેલાં દેહનો અભાવ છે, અને નાશ થયા પછી પણ તેનો અભાવ છે. એ પ્રમાણે તે અનિત્ય છે, પણ આત્મા નિત્ય છે. જો દેહ એજ આત્મા છે, એમ માનવામાં આવે તો દેહના નાશ સાથે આત્માનો પણ નાશ થાય, અને તેથી આ વર્તમાન દેહમાં કરેલાં પુણ્ય પાપરૂપ કર્મોનાં ફળનો ભોકતા ભાવી

જન્મમાં કોઇ રહે નહિ, અને કરેલાં કર્મો ફળ આપ્યા વિના નાશ પામે, એ વાત શાસ્ત્ર વિરૂદ્ધ છે. વળી પૂર્વ જન્મમાં કરેલાં કર્મથી આ વર્ત-માન દેહ તે કર્મનાં ફળ ભોગવવા માટે બંધાય છે, એવો શાસ્ત્રનો નિયમ છે, પણ પૂર્વ જન્મનો આત્મા દેહ સાથે નાશ પામે અને આ વર્તમાન દેહનો આત્મા પૂર્વ જન્મનો નહિ હોય, તો વર્ત-માન દેહના આત્માએ કંઇપણ પુણ્ય પાપરૂપ કર્મો કર્યાં નથી, છતાં તેને તેવા કર્મોનાં ફળરૂપ સુખ દુઃખાદિ ભોગવવાં પડે, તે પણ શાસ્ત્રના નિયમ વિરૂદ્ધ થાય. એ કારણથી અન્નમયકોશ આત્મા નથી એમજ માનવું જોઇએ.

દેહમાં વ્યાપક, બળ આપનાર અને ઇંદ્રિયોનો પ્રવર્તક જે પ્રાણવાયુ છે, તે પ્રાણમયકોશ છે. તે આત્મા નથી, કેમકે તે ચૈતન્યરહિત જડ છે. આ દેહજ હું છું, અને આ ઘર, સ્ત્રી, પુત્ર મારાં

છે, એવી અહંતા અને મમતા જે કરે છે, અને કામ, ક્રોધાદિ વૃત્તિથી જે વિકાર પામે છે, તે મનોમય કોશ છે, તે આત્મા નથી. સુષુપ્તિ અવસ્થામાં લય પામેલી, જાગ્રતમાં માયાથી તે નખ સુધી વ્યાપીને રહેલી અને ચૈતન્યના આભાસવાળી જે બુદ્ધિ તે વિજ્ઞાનમય કોશ છે, તે આત્મા નથી. અંતઃકરણ કર્તાપણાએ અનેકરણપણાએ કરી વિકાર પામે છે, તેથી વિજ્ઞાન અને મન એવા તેના બે ભેદ પડેલા છે. વિજ્ઞાન એટલે બુદ્ધિ કર્તા છે, તે આંતરવર્તિ છે, અને મન કરણ છે તે બાહ્યવૃત્તિવાળું છે, તેથી મનોમય કોશ અને વિજ્ઞાનકોશ એવા બે ભેદ થયલા છે. હવે આનંદમય કોશ રહ્યો. તે પુણ્ય પાપરૂપ કર્મોના ફળનો ભોકતા છે. જે બુદ્ધિવૃત્તિ અંતર્મુખ થઇ પુણ્ય કર્મના ભોગ સમયે આત્મસ્વરૂપ આનંદના પ્રતિબીંબની મઝા લે છે, અને તે ભોગની નિવૃત્તિ

થાય ત્યારે નિદ્રારૂપે લય પામે છે, તે વૃત્તિ તે આનંદમય કોશ છે, પણ તે આત્મા નથી; કેમકે એ પ્રિય,મોદ અને પ્રમોદ વૃત્તિરૂપ આનંદ ક્ષણિક છે. એ આનંદનું કારણ જે બિંબભૂત આનંદ છે તેજ આત્મા છે, કેમકે તેની સર્વદા સ્થિતિ છે.

અન્નમય કોશથી તે આનંદમય કોશ સુધી કોઇ વસ્તુ ભલે આત્મા નહિ હોય, પણ તે વિના બીજો કોઇ અનુભવમાં આવતો નથી. સત્ય વાત છે કે આનંદમયાદિ સર્વ કોશો અનુભવમાં આવે છે. બીજા કોઇનો અનુભવ થતો જણાતો નથી, તોપણ જેનાથી એ સર્વનો અનુભવ થાય છે, તેનું નિવારણ કોણ કરી શકશે? માટે એ અનુભવકર્તા તેજ આત્મા છે. તે પોતેજ અનુભવરૂપ છે, પણ અનુભવનો વિષય થતો નથી. તે જણાતો નથી તેનું કારણ તેનો અભાવ છે એમ નહિ, પણ તેને જાણનાર બીજો જ્ઞાતા નથી, તેમ બીજું

જ્ઞાન પણ નથી. એનું દૃષ્ટાંત એ છે કે ખાંડ, ગોળ આદિ મધુર પદાર્થોનો સ્વભાવ એવો છે કે પોતાની મીઠાસ જળ, દુધ વિગેરે પદાર્થોને અર્પણ કરી તેમને મધુર કરવાં, પણ પોતાનામાં મધુરતા અર્પણ કરવાની તેમને અપેક્ષા નથી. તેમ તેવી મીઠાશવાળા અન્ય પદાર્થો પણ નથી, મીઠાશ એ તેમનો સ્વભાવજ છે. તે જતો રહેતો નથી. તેજ પ્રમાણે આત્મા બીજાના અનુભવનો વિષય નહિ હોય, તોપણ જ્ઞાન સ્વરૂપ જે તેનો નિત્ય સ્વભાવ છે, તે નાશ પામતો નથી. એ કારણથી આત્માજ સર્વનો અનુભવકર્તા છે એ સિદ્ધ છે.

એ સંબંધમાં શ્રુતિનાં વચન પણ છે કે "આત્મા સ્વયંપ્રકાશ છે. આ સર્વ દૃશ્યમાન જગત પેહેલાં તે ભાસે છે, અને તેના પ્રકાશની પાછળ તેના પ્રકાશ વડે જગત ભાસે છે. મનુષ્યો જે ચૈતન્યરૂપી સાક્ષી આત્મા વડે આ સર્વ જગ-

તને જાણે છે, તે જ્ઞાતાને બીજા શાથી જાણવો ? મન બીજા જાણવા યોગ્ય પદાર્થને જાણી શકે છે, પણ આત્માને જાણવામાં મન સમર્થ નથી." આત્માના સ્વપ્રકાશપણામાં બીજાં પણ શ્રુતિનાં પ્રમાણ છે. "જે જે જાણવાયોગ્ય છે, તે સર્વને આત્મા જાણે છે. તે આત્માનો અન્ય જ્ઞાતા નથી. જે જ્ઞાનનો વિષય છે, અને જે અજ્ઞાનથી આચ્છાદિત છે, તેથી આત્મા વિલક્ષણ જ્ઞાનસ્વરૂપ છે." એમ છતાં જે મંદબુદ્ધિવાળા પુરૂષને ઘટાદિ સ્ફુરણરૂપનો અનુભવ પણ થતો નથી, તે માટીના ઢેફાં જેવા જડ માણસને શાસ્ત્ર કેવી રીતે બોધ કરી શકે ?

મારી જીભ છે કે નહિ એ પ્રકારનું બોલવું શરમ ઉપજાવે એવું છે, કેમકે જીભ ન હોય તો એવું ભાષણ થઇ શકેજ નહિ. તેજ પ્રમાણે જ્ઞાન મારે જાણવું છે, પણ મારાથી તે જાણી શકાતું

નથી, એ પ્રમાણેનું બોલવું પણ લજ્જા ઉત્પન્ન કરનારૂં છે. તાત્પર્ય એ છે કે, જગતમાં જે જે ઘટાદિ વિષયોનું જ્ઞાન થાય છે, તે તે વિષયોનો અનાદર કરતાં તે સર્વમાં પરોવાઇ રહેલું જે જ્ઞાન અનશેષ રહે છે, તેજ બ્રહ્મ છે, અને તે તે પ્રકારની બુદ્ધિ તેજ બ્રહ્મજ્ઞાન છે.

---

## આત્માની શૂન્યતાનો અભાવ અને સ્વપ્રકાશકતા.

એ પ્રમાણે અન્નમયાદિ પંચકોશનો અનાદર કરવાથી અને તે મિથ્યા છે, એમ નિશ્ચય કરવાથી શાક્ષીરૂપ બોધજ અવશેષ રહે છે. એ બોધ એટલે જ્ઞાનજ પોતાનું સ્વરૂપ એટલે બ્રહ્મ છે. એમ છતાં કોઇ એમ કહે કે શૂન્યત્વ બાકી રહે છે, તો તે શૂન્યત્વ પ્રતિપાદન કરવું અશક્ય છે. પોતાના

સ્વરૂપ વિશે કોઇને વિવાદ હોયજ નહિ. પોતાનો અભાવ એટલે મિથ્યાપણું કોઇને પણ રૂચે નહિ, અને મરવું કોઇને પણ ગમે નહિ. એટલાજ માટે શ્રુતિ પણ પોતાના મિથ્યાપણાનો નિષેધ કરે છે.

શ્રુતિનું વચન છે કે " બ્રહ્મ અસત છે એમ જે જાણે છે, તે પોતેજ અસત એટલે મિથ્યા થાય છે. " બ્રહ્મ જ્ઞાનનો વિષય નહિ હોય તોપણ પોતાનો આત્મા સત્ય છે, એમ તો સ્વીકારવું જોઇએ. એ આત્મસ્વરૂપ કેવું છે, એમ જો કોઇ પુછે તો, આત્મા આવો છે, કે તેવો છે, એમ કહી શકાય નહિ. તે જેવો છે તેવો, પણ તે પોતાનું સ્વરૂપ છે એમ નિશ્ચય કરવું. જે ઇંદ્રિયનો વિષય હોય તે આવો છે એમ કહેવાય છે, અને જે પ્રત્યક્ષ નહિ હોય તે તેવો છે એમ કહેવાય છે. આત્મા સાક્ષી છે. તે ઇંદ્રિયનો વિષય નથી, તેમ સ્વરૂપ છે તેથી પરોક્ષ પણ નથી. પણ તે અપરોક્ષ અને

સ્વપ્રકાશ છે. સત્યપણું, જ્ઞાનસ્વરૂપપણું અને અનંતપણું એ બ્રહ્મનાં લક્ષણ છે. તેજ આત્મામાં પણ છે. તેથી આત્મા તેજ બ્રહ્મ છે.

---

## આત્માની સત્યરૂપતા.

હવે આત્માનું સત્યપણું તે શું તે જાણવું જોઇએ. જેનો બાધ એટલે નિષેધ થઈ ન શકે તે સત્ય, અને જેનો બાધ થાય તે મિથ્યા. ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળમાં જે બાધ રહિત હોય તે સત્ય છે, એમ જાણવું. સ્થૂળ, સૂક્ષ્માદિ શરીરરૂપ જગતનો સુષુપ્તિ, મૂર્છા અને સમાધિમાં બાધ થાય છે, પણ આત્મા વિદ્યમાન રહે છે, તેથી જગતના બાધનો સાક્ષી એક આત્માજ છે; પણ આત્માના બાધનો કોઈ સાક્ષી નથી, અને સાક્ષી વિનાનો બાધ સિદ્ધ થઈ શકે નહિ. એનું દૃષ્ટાંત એ છે કે ઘરમાં ઘડો આદિ

આકારવાળા પદાર્થો છે, અને નિરાકાર આકાશ પણ છે. આકારવાળા પદાર્થો બહાર કાઢી નાખવામાં આવે તો ઘરમાં આકાશ બાકી રહે, કેમકે તે બહાર કાઢી શકાય એમ નથી. તેજ પ્રમાણે દેહ, ઇંદ્રિય આદિ સાકાર અને નિરાકાર પદાર્થો બાધ થઈ શકે એવા છે તેમનો બાધ "એ નહિ, એ નહિ" એ શ્રુતિ કરે છે. એમ કરતાં સર્વના બાધનો સાક્ષી જે જ્ઞાન અવશિષ્ટ રહે છે, તેજ આત્મા છે; માટે આત્મા સત્ય છે.

સર્વ પદાર્થોનો બાધ કરવાથી કિંચિત પણ શેષ રહેતું નથી. એમ કહેવામાં આવે તો જેને કિંચિત નહિ કહેવામાં આવે છે તેજ ચૈતન્ય બ્રહ્મ છે. સર્વના અભાવનું જ્ઞાન તો અવશ્ય થાય છે. તે જ્ઞાનને કોઇ 'કિંચિત નહિ' કહે છે, અને બીજા કહે છે કે તે જ્ઞાન તેજ આત્મા છે. એમ બોલવામાં માત્ર શબ્દનોજ ભેદ છે. બાધ રહિત સાક્ષિ ચૈતન્ય

સદા વિદ્યમાન રહે છે. જે સર્વ દૃશ્ય પદાર્થોને વિષે તે 'આવા છે, આ છે,' એમ કહી શકાય તે બધાનો બાધ થઈ શકે છે. પણ જેને એમ ન કહી શકાય તે બાધરહિત આત્માજ છે, એવો નિશ્ચય છે. એ પ્રમાણે આત્મા સત્ય છે, એમ સિદ્ધ થાય છે.

---

## આત્માનું અનંતપણું.

ઉપર બ્રહ્મનું જ્ઞાનસ્વરૂપ, સત્યસ્વરૂપ સિદ્ધ કરવામાં આવ્યું છે. હવે તેનું અનંતપણું કેવી રીતે છે તે તપાસીએ. જેનો પરિચ્છેદ એટલે અંત નહિ હોય તે અનંત. પરિચ્છેદ ત્રણ પ્રકારનો છે. દેશપરિચ્છેદ, કાળ પરિચ્છેદ અને વસ્તુપરિચ્છેદ. જે પદાર્થ સર્વત્ર નહિ હોય, પણ કોઇ સ્થળે હોય અને કોઇ સ્થળે નહિ હોય, તે પદાર્થ દેશપરિચ્છેદવાળો કહેવાય. બ્રહ્મ સર્વત્ર વ્યાપક છે, માટે તે દેશપરિ-

ચ્છેદરહિત છે. જેની ઉત્પત્તિ અને નાશ થતો હોય, અને જે ત્રણે કાળમાં ન હોય તે કાળપરિચ્છેદવાળો કહેવાય. બ્રહ્મ ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળમાં નિત્ય છે, માટે તેને કાળપરિચ્છેદ નથી. ઘટ પટ આદિ વસ્તુનો અંત તે વસ્તુમાંજ છે, તેથી તે વસ્તુપરિચ્છેદવાળો પદાર્થ કહેવાય. બ્રહ્મ સર્વનું અધિષ્ટાન, સર્વાત્મત્વ છે, તેથી તે વસ્તુપરિચ્છેદ રહિત છે. એ પ્રમાણે બ્રહ્મમાં ત્રણ પ્રકારથી અનંતપણું છે વળી દેશ, કાળ અને અન્ય વસ્તુઓ માયાએ કલ્પેલી છે, તેથી એ કલ્પિત વસ્તુથી થતો પરિચ્છેદ બ્રહ્મને વિષે નથી; એ કારણથી બ્રહ્મનું અનંતપણું સિદ્ધ છે.

---

## જીવ બ્રહ્મના અભેદનું પ્રતિપાદન.

આ સંબંધી કોઇને શંકા થાય કે જડ જગતથી બ્રહ્મનો પરિચ્છેદ ન થઈ શકે, પણ જીવ

અને ઇશ્વર જે ચૈતન્યરૂપ છે, તે વડે પરિચ્છેદ થઇ શકે છે. માટે બ્રહ્મનું અનંતપણું કહેવાય નહિ. એનું સમાધાન એ છે કે જે સત્ય, જ્ઞાન અને અનંત છે, તે બ્રહ્મ છે, અને તેજ પરમતત્વ છે. બ્રહ્મનું લોક પ્રસિદ્ધ જે ઇશ્વિરપણું અને જીવપણું છે, તે પણ એ ઉપાધિવડે કલ્પિત છે. તે પારમાર્થિક નથી, તેથી કલ્પિતપણાથી જીવ ઇશ્વરવડે બ્રહ્મનો પરિચ્છેદ થઇ શકતો નથી.

એ ઉપાધિ તે ઇશ્વરી શક્તિ માયા છે. તે સર્વ વસ્તુને નિયમમાં રાખે છે તે આનંદમયથી આરંભી આખા બ્રહ્માંડમાં સર્વ વસ્તુમાં ગુપ્ત રહેલી છે. જો પદાર્થના ધર્મોનું નિયમન માયાથી નહિ થાય તો વસ્તુધર્મોનું પરસ્પર મિશ્રણ થઇ જાય, અને જગત નાશ પામે. એ માયા શક્તિ જડ છે ખરી, પણ તેમાં ચિદાભાસનો એટલે બ્રહ્મની છાયાનો પ્રવેશ થવાથી તે ચૈતન્ય જેવી

ભાસે છે. એ માયા શક્તિરૂપ ઉપાધિના સંયોગથી બ્રહ્મને ઇશ્વરભાવની પ્રાપ્તિ થાય છે.

તેજ પ્રમાણે બ્રહ્મને પંચકોશની ઉપાધિથી જીવ ભાવ પ્રાપ્ત થાય છે. જેમ એકનો એક માણુસ પોતાના પુત્રનો પિતા કહેવાય છે, અને પૌત્રનો પિતામહ એટલે દાદો કહેવાય છે. તેમ એકનો એક બ્રહ્મ માયાની ઉપાધીથી ઇશ્વિર કહેવાય છે, અને પંચકોશની ઉપાધિથી જીવ કહેવાય છે. પણ એ ઉપાધિનો ત્યાગ કરવામાં આવે તો તે ઇશ્વર અને જીવભાવ મટી જાય, અને શુદ્ધ ચૈતન્ય બ્રહ્મ અવશેષ રહે. એ કારણુથી જીવકૃત અને ઇશ્વરકૃત પરિચ્છેદ બ્રહ્મને નથી.

જે સાધન ચતુષ્ટયસંપન્ન પુરૂષ ઉપર કહેલા પ્રકારે પંચકોશનું પૃથકકરણુ કરી બ્રહ્મનો સાક્ષાતકાર કરે છે, તે પોતે બ્રહ્મસ્વરૂપ થાય છે. બ્રહ્મનો જન્મ નથી માટે તત્વવેત્તા પણુ જન્મ મરણુ રહિત થાય છે.



# પ્રકરણ ૪ થું.

## દ્વૈત વિવેક.

પંચમહાભૂત અને પંચકોશનું પ્રથક્કરણ કરી બ્રહ્મ તેમનાથી ભિન્ન છે, એમ બતાવવામાં આવ્યું છે. હવે જગતનું પ્રથક્કરણ કરવામાં આવે છે. દ્વૈત એટલે જગત તે ઇશ્વરકૃત અને જીવકૃત એમ બે પ્રકારનું છે. તે બે પ્રકારના દ્વૈતનું વિવેચન કરવાથી સંસારના બંધનરૂપ કેટલું દ્વૈત જીવે ત્યાગ કરવા યોગ્ય છે, તેનો સ્પષ્ટ રીતે નિશ્ચય થાય છે.

ઘણી શ્રુતિઓના વચનપરથી એટલું સિદ્ધ થાય છે, કે જગતની ઉત્પત્તિ પૂર્વે એક અદ્વિતિય સતસ્વરૂપ અવ્યાકૃત બ્રહ્મ હતું. તેણે વિચાર કરી સંકલ્પ કર્યો કે હું જગત સૃજું, અને બહુરૂપે થાઉં. એમ વિચારી તેણે આ સઘળું નામરૂપવાળુ વિરાટસ્વરૂપ જગત, સ્થાવર જંગમ પદાર્થો અને

મનુષ્ય, ઢોર વિગેરે સર્વ પ્રાણીઓ ઉત્પન્ન કર્યાં. તેથી માયોપાધિક ઇશ્વરે આ જગત સરજ્યું છે અને ઇશ્વરકૃત દ્વૈત છે એમાં કંઈ સંદેહ જેવું નથી.

એ પ્રમાણે સૃષ્ટિ રચી ઇશ્વરે જીવ સંબંધી રૂપાંતર કરીને એટલે ચિદાભાસ અથવા જીવરૂપે દેહમાં પ્રવેશ કર્યો અને પ્રાણ ધારણ કર્યો, એમ પણ શ્રુતિઓ કહે છે. એકારણથી ઇશ્વરને જીવ ભાવ પ્રાપ્ત થયો છે. લિંગ દેહની કલ્પનાના આધારભૂત ચૈતન્ય, તેમાં કલ્પેલો લિંગદેહ, અને તેમાં રહેલો ચૈતન્યનો આભાસ અથવા છાયા એ ત્રણનો જે સમૂહ તે જીવ કહેવાય છે. ઇશ્વરી શક્તિ જે માયા છે, તેમાં જગત નિર્માણ કરવાનું સામર્થ્ય છે, તેમ મોહ અથવા ભ્રાંતિ ઉપજાવવાનું સામર્થ્ય પણ તેમાં છે. માયાની એ મોહનશક્તિ જીવને મોહ પમાડે છે અને ચિદાનંદાદિ સ્વરૂપના જ્ઞાન રહિત કરે છે. મોહથી જીવ સામર્થ્યરહિત થઈ

પોતાના ઇશ્વરસ્વરૂપને ભૂલી જઈ શરીરરૂપ હું પોતે છું, એ પ્રમાણે શરીરમાં તાદાત્મ્યાભિમાન કરે છે, અને હું અજ્ઞાની છું, દુઃખી છું, એવો શોક કરે છે. એ પ્રમાણે સર્વ ઇશ્વરકૃત દ્વૈતનું સંક્ષેપમાં વર્ણન છે.

હવે જીવસૃષ્ટ દ્વૈત તે કયું તે તપાસીએ. સપ્તાન્ન બ્રાહ્મણ નામની શ્રુતિમાં જીવસૃષ્ટ દ્વૈતનું વિસ્તારથી વર્ણન કરેલું છે. તેમાં કહેલું છે કે પિતા એટલે જીવ જે પોતાના પુણ્યપાપરૂપ કર્મ દ્વારા જગત ઉત્પન્ન કરે છે અને તેનું રક્ષણ કરે છે, તેણે પોતાના કર્મ અને જ્ઞાને કરી સાત અન્ન એટલે દ્વૈતસૃષ્ટિ ઉત્પન્ન કરી. એ સાત અન્ન તે આ પ્રમાણે છે. મનુષ્યને માટે એક અન્ન અનાજ છે. દેવને માટે અમાવાસ્યા અને પૂર્ણિમા એ બે અન્ન છે, કેમકે તે બે દિવસે ઇષ્ટિહોમ થાય છે, તેથી દેવો તૃપ્ત થાય છે. ચોથું અન્ન પશુઓ માટે દુધ છે.

બાકીના ત્રણ અન્ન મન, વાણી અને પ્રાણરૂપ છે, તે જીવને પોતાને માટે છે. એ સાત અન્નોનું સ્વરૂપ ઇશ્વરે નિર્માણ કરેલું છે, તોપણ જીવે પોતાના જ્ઞાન અને કર્મોથી માન્યું છે કે, તે મારા ભોગ્ય એટલે મારા ઉપભોગ માટે ઉત્પન્ન થયલા પદાર્થો છે. એ કારણથી તે પદાર્થો જીવસૃષ્ટ કહેવાય છે.

જગત ઇશ્વરનું કાર્ય છે, અને જીવનું ભોગ્ય એટલે ઉપભોગને યોગ્ય છે, તેથી ઇશ્વર અને જીવ એ બંને સાથે જગતનો સંબંધ છે. જેમ એક સ્ત્રી તે પોતાના પિતાની પુત્રી અને પોતાના સ્વામીની ભોગ્ય પત્ની છે, તેમજ જગતનો સંબંધ ઇશ્વર અને જીવ સાથે જાણવો. જગતની ઉત્પત્તિમાં માયાની વૃતિરૂપ ઇશ્વરનો સંકલ્પજ સાધન છે. પણ મનની વૃતિરૂપ જીવનો સંકલ્પ ભોગનું સાધન છે.

ઇશ્વર નિર્મિત પદાર્થોથી ભોગ્ય પદાર્થો ભિન્ન નથી. વસ્તુ એકની એક પણ ભોક્તાની બુદ્ધિવૃત્તિ

અનેક પ્રકારની હોવાથી વસ્તુનો ઉપભોગ બહુ પ્રકારનો મનાય છે. બે પુરૂષ એક મણીની શોધમાં હોય. તેમાના એકને તે મણી પ્રાપ્ત થાય તો તેને હર્ષ થાય છે, પણ બીજાને તે પ્રાપ્ત થતો નથી, તેથી તે ક્રોધાયમાન થાય છે. પણ ત્રીજો નિઃસ્પૃહી માણસ તે મણીને જુએ છે, છતાં તેને હર્ષ કે શોક થતો નથી. મણી એકનો એકજ છે, પણ ભોક્તાની બુદ્ધિવૃત્તિ પ્રમાણે ભોગનો ભેદ પડે છે. એ મણી ઇશ્વરસૃષ્ટ છે, પણ તેમાં પ્રિયતા, અપ્રિયતા અને ઉદાસીનતા એ ત્રણ ભેદ જીવે કરેલા છે. એક સ્ત્રી હોય તે એકની પત્ની, બીજાના પુત્રની પત્ની, કોઈની નણંદ, કોઈની દેરાણી, કોઇની જેઠાણી અને કોઈની માતા થાય. એ સ્ત્રી એકની એક છે, પણ તેના સંબંધીઓની બુદ્ધિવૃત્તિથી તેમાં ભેદ થાય છે, પણ સ્વરૂપથી ભેદ નથી. એ સ્ત્રી બે પ્રકારની છે. એક માંસમય શરીરવાળી

અને બીજી મનકલ્પિત છે. માંસમયી સ્ત્રી ઇશ્વરકૃત છે, તેમાં ભેદ નથી, પણ મનકલ્પિત સ્ત્રી જીવકૃત છે તેના ભેદ થાય છે.

ભ્રાંતિ, સ્વપ્ન, મનોરાજ્ય અને સ્મરણમાં મનકલ્પિત પદાર્થો ભાસે, પણ જાગ્રદવસ્થામાં પ્રત્યક્ષ જણાતા પદાર્થો મનકલ્પિત છે, એમ કહી શકાય નહિ, એવી શંકા થાય તો, તેનું સમાધાન એ છે, કે પ્રત્યક્ષ જણાતા પદાર્થોની સાથે મનનો સંયોગ થવાથી તે મન તે પદાર્થના આકારે થાય છે, માટે તે મનોમય અથવા મનકલ્પિત કહેવાય છે, એમ ભાષ્યકાર શ્રીશંકરાચાર્ય અને વાર્તિકકાર સુરેશ્વરાચાર્યએ કહેલું છે.

જેમ ત્રાંબાનો રસ જેવા આકારના બીબામાં રેડવામાં આવે તેવા આકારનો ત્રાંબાનો ઘાટ થાય છે. તેમ ચિત્ત જે આકારના પદાર્થમાં વ્યાપ્ત થાય તે આકારનું તે બરોબર જોવામાં આવે છે. વળી

સૂર્ય, ચંદ્ર અને દીવો, જેઓ બીજા પદાર્થોનો પ્રકાશ કરે છે, તેઓ તે તે પદાર્થનો આકાર ધારણ કરે છે, એમ તેમના પડછાયાથી જણાય છે. તેમ સર્વ પદાર્થને પ્રકાશ કરનારી બુદ્ધિ પણ પદાર્થોના આકારવાળી જોવામાં આવે છે. પ્રમાતા એટલે પ્રમાણ જ્ઞાનનો કર્તા જે જીવ તેથી પ્રમાણ એટલે અંતઃકરણની વૃત્તિ ઉત્પન્ન થાય છે. એ ઉત્પન્ન થયલી વૃત્તિ ઘટપટાદિ પ્રમેયના સંબંધમાં આવે છે, અને તે પદાર્થનો આકાર ધારણ કરે છે. એમ થવાથી માટીનો ઘડો અને મનોમય ઘડો એમ બે ઘડા વિષયરૂપ થાય છે. માટીનો ઘડો નેત્રરૂપ પ્રમાણથી જણાય છે, તેમ મનોમય ઘડો જે જીવરહિત છે તે સાક્ષીએ કરી જણાય છે.

---

## જીવસૃષ્ટદ્વૈત બંધનકર્ત્તા છે.

બે બે પ્રકારના દ્વૈત છે. તેમાં જીવસૃષ્ટ અથવા

મનકલ્પિત દ્વૈત જીવને સંસારનું બંધન કરવાવાળું છે, એમ અન્વયવ્યતિરેકથી સિદ્ધ થાય છે, એટલે જીવસૃષ્ટદ્વૈત હોય તો જીવને સુખદુઃખ થાય છે, પણ તે ન હોય તો સુખ કે દુઃખ કંઈ નથી. સ્વપ્ન અને સ્મરણમાં જણાતા પદાર્થો સત્ય નથી, પણ મનકલ્પિત છે, છતાં તેથી મનુષ્યને સુખદુઃખરૂપી બંધન નડે છે. પણ સમાધિ, સુષુપ્તિ અને મૂર્છામાં બાહ્ય પદાર્થો વિદ્યમાન હોય છે, છતાં તેથી મનુષ્યને સુખદુઃખ થતું નથી. એ કારણથી એટલું નિશ્ચય થાય છે કે ઈશ્વરસૃષ્ટદ્વૈત જીવને સુખદુઃખ રૂપી બંધનકર્ત્તા નથી. એ સંબંધમાં પ્રસિદ્ધ દૃષ્ટાંત એ છે કે કોઇ એક પિતાના પુત્ર દૂર દેશાવર ગયો હોય, તે ત્યાં જીવતો હોય છતાં કોઈ ઠગ આવીને તે પિતાને કહે કે તમારો પુત્ર મરણ પામ્યો છે, તો તે વાત સાચી માની પિતા ઘણું રડે છે. પણ જો તે પુત્ર ખરેખર મરણ પામ્યો

હોય, પણ તે વાત પિતાના સાંભળવામાં નહિ આવે ત્યાં સુધી તે રડતો નથી. એટલા માટે સર્વ જીવને માનસિક જગતજ બંધનકર્તા છે.

એ પ્રમાણે થવાથી બાહ્ય પદાર્થો એટલે ઇશ્વરસૃષ્ટદ્વૈત વ્યર્થ ગણાશે અને બુદ્ધના વિજ્ઞાનવાદને પુષ્ટિ મળશે, એવી શંકા ઉઠે તો તેનું સમાધાન એ છે કે, મનમાં માનસિક જગત રચવામાં ઇશ્વરસૃષ્ટ જગતની આવશ્યક્તા છે. તેનો આધાર લઇનેજ મન જીવસૃષ્ટ જગત રચે છે, તેથી વિજ્ઞાનવાદ પ્રાપ્ત થતો નથી. તેમાં બુદ્ધિભિન્ન સર્વ પદાર્થોનો નિષેધ કરવામાં આવે છે, પણ અત્રે ઇશ્વરકૃત દ્વૈતનો નિષેધ થતો નથી. તેને માત્ર વ્યર્થ ગણવામાં આવે છે. તે પ્રત્યક્ષ જોવામાં આવે છે, તેથી તેનો સ્વીકાર કરવો જોઇએ.

જીવસૃષ્ટ જગત અથવા મનકલ્પિતદ્વૈત મનના નિરોધ એટલે યોગાભ્યાસથી શાંત થઈ શકે, પણ

તે શાંતિ તાત્કાળિક છે, કાયમની નથી. ભાવિજન્મનો નાશ અથવા સંસારની આત્યંતિક નિવૃત્તિ તો બ્રહ્મજ્ઞાન વિના બીજી રીતે કદીપણ થાય નહિ, એવો વેદાંતનો સિદ્ધાંત છે.

બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવામાં ઇશ્વરરચિત દ્વૈતનો નિષેધ કરવાની જરૂર નથી, તેનું મિથ્યાપણું જાણ્યાથી અદ્વૈત બ્રહ્મજ્ઞાન થઇ શકે છે. પ્રલય સમયે ઇશ્વરરચિત જગતની સંપૂર્ણ નિવૃત્તિ એટલે નાશ થાય છે, અને તેનું વિરોધિદ્વૈત બીલકુલ રહેતું નથી, તોપણ જ્ઞાન આપનાર ગુરૂ અને શાસ્ત્રાદિના અભાવને લીધે અદ્વૈત બ્રહ્મજ્ઞાન થતું નથી; અને સર્વ જીવો મુક્ત થઇ જતા નથી, પણ મનકલ્પિત જગતની વાસના રહી જાય છે, અને તેથી સૃષ્ટિનો પાછો આરંભ થાય ત્યારે જીવો પાછા ઉત્પન્ન થાય છે. એ કારણથી અદ્વૈત જ્ઞાન મેળવી સંસાર બંધનની નિવૃત્તિ કરવામાં ઇશ્વિરસ્રષ્ટદ્વૈત બાધ કર્તા

નથી, પણ સહાયક છે. તે મિથ્યા સમજાય એટલુંજ કરવાની જરૂર છે; પણ જીવસૃષ્ટદ્વૈતના નિવારણની તો આવશ્યકતા છે. તેમ કર્યા વિના જીવ સંસાર બંધનમાંથી મુક્ત થઇ શકે નહિ.

---

## જીવકૃતદ્વૈતના ભેદ અને ત્યાગ.

જીવકૃતદ્વૈત અથવા માનસિક જગતના બે પ્રકાર છે, શાસ્ત્રીય અને અશાસ્ત્રીય. વેદાંતવિચાર, વેદાંત શ્રવણ, અધ્યાત્મ શાસ્ત્ર, વેદાંતના પુસ્તકો અને સાધનો એ બધાં શાસ્ત્રીયદ્વૈત છે. તત્વજ્ઞાન થાય ત્યાં સુધી એ બધાં જરૂરનાં છે. આત્મજ્ઞાન થાય, બ્રહ્મ સાક્ષાત્કાર થાય ત્યારે એ બધાનો ત્યાગ કરવો જોઇએ એવાં શ્રુતિઓનાં અનેક વચન છે.

અશાસ્ત્રીય દ્વૈતના બે ભેદ છે, તીવ્ર અને મંદ. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ આદિ તીવ્ર છે, અને મનોરાજ્ય એટલે મનમાં

થતી અનેક પ્રકારની ઇચ્છા અને કલ્પનાઓ તે મંદ કહેવાય છે. એ બંને પ્રકારનું અશાસ્ત્રીય દ્વૈત આત્મજ્ઞાન પ્રાપ્ત કરવામાં પ્રતિબંધ કર્તા છે, તેથી જ્ઞાન થયા પેહેલાં તેમનો ત્યાગ કરવો જોઇએ. એ દ્વૈતનો ત્યાગ કરવામાં આવે તોજ જ્ઞાન થાય છે. જ્ઞાનના સાધનોમાં શાંતિ અને સમાધિ અવશ્યના છે, તે કામ ક્રોધાદિનો ત્યાગ કર્યા વિના સિદ્ધ થઈ શકે નહિ. જ્ઞાન થયા પછી પણ જ્ઞાનીએ જીવનમુક્તિની સિદ્ધિ માટે તેમનો ત્યાગજ કરવો જોઇએ. કામાદિ કલેશથી બંધાયલા જીવને જીવન મુક્તિનું સુખ મળી શકતું નથી.

કોઈ એમ શંકા કરે કે આ સંસારના વિષય સુખ પ્રાપ્ત કરવાથી જીવનમુક્તિ મળે છે, માટે એ સુખનો ત્યાગ કરી જીવનમુક્તિ મેળવવાનું કંઇ પ્રયોજન નથી. વિદેહ મુક્તિ થાય એટલે કૃતાર્થ થવાય છે. એનું સમાધાન એ છે કે જે

મનુષ્ય આલોકના વિષય સુખનો ત્યાગ કરવામાં ડરતો હોય તે પરલોક એટલે સ્વર્ગના ભોગનો ત્યાગ કરી શકે નહિ, અને સ્વર્ગ પ્રાપ્તિથીજ, કૃતાર્થ માને એવાને વિદેહમુક્તિ મળી શકે નહિ. એ કારણથી જીવનમુક્તિ પ્રાપ્ત કરવાની જરૂર છે. સ્વર્ગલોક વિનાશી છે, અને અતિશય દોષવાળો છે તેથી તે ત્યજવા યોગ્ય છે. તેમજ કામ ક્રોધાદિ પણ દોષરૂપ છે તેથી તેનો પણ ત્યાગ કરવો જોઇએ. એમ કર્યાથી જીવનમુક્તિ અને વિદેહ મુક્તિ બંને પ્રાપ્ત થાય છે.

તત્વ જ્ઞાન થયા પછી પણ કામ ક્રોધાદિનો સંપૂર્ણ ત્યાગ કરવો જોઇએ. તત્વજ્ઞાની તેમ ન કરે તો તેણે યથેષ્ટાચરણ અને શાસ્ત્રનું ઉલ્લંઘન કર્યું કહેવાય. તત્વજ્ઞાની અભિમાનથી વિધિ નિષેધ શાસ્ત્રનું ઉલ્લંઘન કરે, કામ ક્રોધાદિને વશ રહે, અને પ્રિચ્છામાં આવે એવું વર્તન રાખે, એ તેનું

યથેષ્ટાચરણ કહેવાય. અદ્વૈત તત્વ જાણીને જ્ઞાની જો યથેષ્ટાચરણ કરે તો અપવિત્ર પદાર્થનું ભક્ષણ કરવામાં તે અને શ્વાન બંને સમાન ગણાય.

માટે જ્ઞાનીને યથેષ્ટાચરણ યોગ્ય નથી. જ્ઞાન થતાં પેહેલાં મનુષ્ય કામક્રોધાદિ મનના દોષ માત્રથી કલેશ પામે છે, અને જ્ઞાન થયા પછી યથેષ્ટાચરણ કરવાથી સર્વ લોકની નિંદાને પાત્ર થાય છે, તેથી એ જ્ઞાનનો વૈભવ દુઃખકર્તા છે, તેમાં કંઇ લાભ નથી. તત્વવેત્તા વિષ્ટા ભક્ષણ કરનારાં ભુંડોની સમાન થવાને ઇચ્છા કરતોજ નથી. તેતો કામક્રોધાદિ બુદ્ધિના સર્વ દોષોનો ત્યાગ કરે છે અને તેથી લોકમાં દેવ પ્રમાણે પુજાય છે.

એ કામક્રોધાદિ ત્યાગ કરવાનો એકજ ઉપાય વેદાંત શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે, તે એકે સર્વ વિષયોમાં દોષ દ્રષ્ટિ કરવી. આ જગતમાં સ્ત્રી, પુત્ર, ધન આદિ સર્વ પદાર્થો નાશવાન અને દુઃખકારક છે,

એવો વિચાર કરવાથી તે ઉપર પ્રીતિ થાય નહિ અને ક્રોધાદિ મટી જાય છે. માટે એ ઉપાયથી ચિત્તના દોષો દૂર કરવાથી મનુષ્ય સુખી થાય છે.

હવે મંદ અશાસ્ત્રીય દ્વૈત જે મનોરાજ્ય અથવા મનોરથ તેનો ત્યાગ કરવાની આવશ્યકતા છે કે નહિ તે જોઇએ. શ્રીકૃષ્ણ પરમાત્માએ ગીતાજીમાં કહ્યું છે કે વિષયોનું ચિંતવન કરવું તે મનોરાજ્ય છે, તે કરવાથી તે વિષયોમાં આસક્તિ થાય છે, આસક્તિ થવાથી કામના થાય છે, અને કામથી ક્રોધ ઉત્પન્ન થાય છે. એ પ્રમાણે મનોરાજ્ય સર્વ દોષનું કારણ છે. તેથી તે હાનિકારક છે. એ મનોરાજ્ય નિર્વિકલ્પ સમાધિવડે જીતી શકાય છે, અને સવિકલ્પ સમાધિના દૃઢ અભ્યાસથી ક્રમે ક્રમે નિર્વિકલ્પ સમાધિ સુખથી સાધિ શકાય છે. અષ્ટાંગ યોગ રહિત પુરૂષો જેઓ નિર્વિકલ્પ સમાધિ કરી શકતા ન હોય, તેમને માટે મનોરાજ્ય

જીતવાનો એક શ્રેષ્ટ ઉપાય છે, તે એ કે બ્રહ્મ અને આત્માની એકતાનું જ્ઞાન દ્રઢ કરવું, કામ ક્રોધાદિ બુદ્ધિના દોષોનો ત્યાગ કરવો અને પછી એકાંત સ્થળમાં નિવાસ કરી દીર્ઘપ્રણુવ એટલે છ થી બાર માત્રાવાળા ઓંકારનું ઉચ્ચારણ કરવું. એમ કર્યાથી મનોરાજ્ય જીતી શકાશે.

એ પ્રમાણે મનોરાજ્ય જીતવાથી વૃત્તિશૂન્ય થયલું મન કંઇ પણ ક્રિયા વિના મુંગા માણસની પેઠે સ્થિર થઇ રહે છે. યોગવસિષ્ટમાં વસિષ્ટ મુનિએ શ્રી રામચંદ્રજીને એ દશા ઘણે પ્રકારે સમજાવેલી છે. તેમણે કહ્યું છે કે, જો દૃશ્ય પદાર્થ નથી, એવા જ્ઞાનથી મનમાંથી દૃશ્ય પદાર્થો દૂર કરવામાં આવે તો પરમ મોક્ષરૂપી સુખ ઉત્પન્ન થાય છે એમ જાણવું. મનની સર્વ વાસનાઓનો ત્યાગ કર્યા વિના મન સ્થિર થતું નથી અને પરમ પદ જે મોક્ષ તે મળતો નથી, એ સિદ્ધાંત જાણવો.

ભોગ આપવાવાળાં પ્રારબ્ધ કર્મોથી જો કોઈ કાળે બુદ્ધિમાં વિક્ષેપ ઉત્પન્ન થાય તો ઉપર પ્રમાણેના અભ્યાસ કર્યાથી અને વેદાંતનો વિચાર વારંવાર કર્યાથી મન તરત સ્થિર થાય છે. વેદાંત શાસ્ત્ર સંપૂર્ણ જાણનારા મુનિઓએ કહ્યું છે, કે જેને વિક્ષેપ નથી તે બ્રહ્મવેત્તાજ નહિ પણ બ્રહ્મજ છે એમ જાણવું. 'હું બ્રહ્મને જાણું છું' 'હું બ્રહ્મને જાણતો નથી' એ પ્રકારના જ્ઞાનના અને અજ્ઞાનના વ્યવહારનો ત્યાગ કરી જે મનુષ્ય પોતે કેવળ બ્રહ્મ રૂપે રહે છે, તે બ્રહ્મ સ્વરૂપજ છે એ નિશ્ચય.

ઉપર પ્રમાણે વિક્ષેપ રહિત સ્થિરતાવાળું મન થાય તે જીવન્મુક્તિની પરમ અવધિ છે. એ દશા જીવકૃત દ્વૈત એટલે મનોમય પ્રપંચનો ત્યાગ કરવાથી પ્રાપ્ત થાય છે. એ કારણથી અત્રે ઈશ્વરકૃત દ્વૈતથી જીવકૃતદ્વૈતનું પૃથક્કરણ કરી વિવેચન કરવામાં આવ્યું છે.

# પ્રકરણ ૫ મું.



## મહાવાક્યવિવેક.

---

### પ્રજ્ઞાનં બ્રહ્મ.

મુમુક્ષુના મોક્ષનું સાધન બ્રહ્મ અને આત્માની એકતાનું જે જ્ઞાન તે પ્રાપ્ત થાય, એ માટે ચાર વેદના જે ચાર પ્રસિદ્ધ મહાવાક્ય કહેવાય છે, તેના અર્થનું નિરૂપણ હવે કરવામાં આવે છે. પ્રથમ ઋગ્વેદના ઐતરેય ઉપનિષદમાંના 'પ્રજ્ઞાનં બ્રહ્મ' એ મહાવાક્યનો અર્થ સમજાવવામાં આવે છે.

'પ્રજ્ઞાન' એ શબ્દનો અર્થ ચૈતન્ય છે. એ ચૈતન્યવડેજ પુરૂષ ચક્ષુદ્વારા આ દૃશ્ય જગતને જુએ છે, શ્રોત્રદ્વારા શબ્દ સાંભળે છે, ઘ્રાણેંદ્રિય દ્વારા સુંઘે છે, વાણી દ્વારા બોલે છે, રસનેંદ્રિય

દ્વારા સ્વાદ બેસ્વાદ રસ જાણે છે, તેથી ચૈતન્ય તેજ પ્રજ્ઞાન છે. બ્રહ્મા, ઇંદ્ર આદિ ઉત્તમ દેહ ધારીઓમાં, મધ્યમ દેહ ધારી મનુષ્યોમાં, અને અધમ દેહ ધારી ઘોડા, ગાય આદિમાં તથા પંચ મહાભૂતોમાં જે એક ચૈતન્ય છે, તેજ બ્રહ્મ, એવો બ્રહ્મ શબ્દનો અર્થ છે. એ પ્રમાણે પ્રજ્ઞાન અને બ્રહ્મ એ બે શબ્દના અર્થ થયા. હવે 'પ્રજ્ઞાનં બ્રહ્મ' એ વાક્યનો અર્થ એવો થાય છે કે પ્રજ્ઞાન રૂપ બ્રહ્મ જે સર્વત્ર વ્યાપક છે, તે મારામાં પણ છે, એમ મનુષ્યે માનવું જોઇએ.

---

## अहं ब्रह्मास्मि.

યજુર્વેદના બૃહદારણ્યક ઉપનિષદનું 'અહં બ્રહ્માસ્મિ' એ મહા વાક્ય છે. એમાં અહં, બ્રહ્મ અને અસ્મિ, એ ત્રણ શબ્દો છે સર્વત્ર વ્યાપક. પરમાત્મા બ્રહ્મ વિદ્યા સંપાદન કરવા યોગ્ય આ

મનુષ્યાદિ શરીરોમાં બુદ્ધિના સાક્ષિરૂપે રહી પ્રકાશે છે તે 'અહં' એટલે હું એમ કહેવાય છે. 'બ્રહ્મ' એટલે સ્વભાવથીજ પરિપૂર્ણ પરમાત્મા. 'અસ્મિ' એટલે છું, તે જીવ અને બ્રહ્મની એકતાનો બોધ કરે છે. હું બ્રહ્મ છું, એવો એ વાક્યનો અર્થ છે.

---

## तत्त्वमसि.

સામવેદના છાંદોગ્ય ઉપનિષદનું 'તત્ત્વમસિ' એ મહાવાક્ય છે. એનો અર્થ તે તું છે, એવો થાય છે. સૃષ્ટિની ઉત્પત્તિ પૂર્વે નામરૂપ રહિત એક અદ્વિતિય સત હતું. હમણા સૃષ્ટિ સમયમાં પણ તેવુંજ સત છે. તે સત તત્ એટલે તે એ શબ્દથી કહેવાય છે. શ્રોતાના દેહ ઇંદ્રિયથી એટલે ત્રણે શરીરથી ભિન્ન તેના સાક્ષીરૂપ જે સદ્વસ્તુ તે ત્વં એટલે તું શબ્દનો અર્થ છે. 'અસિ' એટલે છે તે 'તત્' અને 'ત્વં' એ શબ્દના અર્થની

એકતાનો બોધ કરે છે. તે એકતાનો અનુભવ મુમુક્ષોએ કરવો જોઇએ.

---

## अयमात्मा ब्रह्म.

અથર્વવેદના માંડૂક્ય ઉપનિષદનું મહાવાક્ય '**અયમાત્મા બ્રહ્મ**' એ છે. એનો અર્થ એ છે કે આ આત્મા બ્રહ્મ છે. જે સ્વપ્રકાશ હોવાથી અપરોક્ષ એવો અર્થ 'અયમ્' એટલે આ શબ્દનો મનાયલો છે, અને જે અહંકાર, પ્રાણ, મન, ઇંદ્રિય આદિ દેહ પર્યંતના સાક્ષીપણાએ કરીને અંતર રહેલો છે, તે આત્મા શબ્દનો અર્થ છે. આ મિથ્યાભૂત સર્વ જગતનું અધિષ્ઠાનભૂત પારમાર્થિક સચ્ચિદાનંદ લક્ષણરૂપ તત્વ તે બ્રહ્મ શબ્દનો અર્થ છે. તે બ્રહ્મ સ્વપ્રકાશરૂપ છે.

એ મહાવાક્યોમાં કહેલું બ્રહ્મ તે હું પોતે છું, એવું અનુસંધાન મુમુક્ષોએ નિત્ય કરવું જોઇએ.

# પ્રકરણ ૬ ઠું.



## ચિત્ર દીપ.

એક વસ્ત્રમાં વિશ્વચિત્ર એટલે જગતનો નકશો ચિત્રેલો હોય તે વસ્ત્રની ચાર અવસ્થા હોય છે, તેમ પરમાત્મામાં આરોપિત એટલે કલ્પિત જગતની સ્થિતિનો પ્રકાર દ્રષ્ટાંત સહિત કહી પરમાત્માની પણ ચાર અવસ્થા છે, એમ આ પ્રકરણમાં બતાવવામાં આવે છે, અને અધ્યારોપ અપવાદનું નિરૂપણ કરી કુટસ્થ, જીવ અને જગતનો ભેદ સ્પષ્ટ કરવામાં આવે છે.

ચિત્રવાળા વસ્ત્રની ચાર અવસ્થા હોય છે, ધોયલું, આરભરેલું, રૂપરેશા એટલે આકૃતિવાળું અને રંગ પુરેલું. તેમજ ચિત્, અંતર્યામી અથવા ઇશ્વર, સૂત્રાત્મા, અને વિરાટ એવી ચાર અવસ્થા

પરમાત્માની પણ છે એમ જાણવું. માયા અને તેનાં કાર્યરહિત શુદ્ધ ચૈતન્ય તે ચિત્, માયાના સંબંધવાળું ચૈતન્ય તે ઇશ્વર, સમષ્ટિ સૂક્ષ્મ શરીરની ઉપાધિવાળું ચૈતન્ય તે સૂત્રાત્મા અથવા હિરણ્યગર્ભ અને સમષ્ટિ સ્થૂલ શરીરની ઉપાધિવાળું ચૈતન્ય તે વિરાટ, એ પ્રમાણે પરમાત્માની ચાર અવસ્થા છે. તે જાણ્યાથી સત્ય સ્વરૂપનું વાસ્તવિક જ્ઞાન થાય છે.

જગતના નકશામાં જેમ દેવ, મનુષ્ય, પ્રાણી, નદીઓ, પર્વતો અને નગરો ચિત્રેલાં હોય, તેમ પરમાત્મામાં બ્રહ્મથી માંડી ઘાસ સુધીના ચેતન પદાર્થો, તથા પર્વત અને નદી આદિ જડ પદાર્થો રહેલાં છે. જેમ ચિત્રમાં ચિતરેલાં મનુષ્યોના વસ્ત્રોનો ભાસ આધાર વસ્ત્રના જેવોજ જૂદો જૂદો કલ્પેલો છે, તેમ બ્રહ્મમાં કલ્પિત દેહધારીઓના ચિદાભાસ ભિન્ન ભિન્ન કલ્પેલા છે. એ ચિદાભાસ

તે જીવ છે. એ જીવોજ સંસારને પ્રાપ્ત થાય છે. તેમ છતાં કેટલાક અજ્ઞાનીઓ એમ માને છે કે, આત્મા તે સંસાર છે, તે તેમની ભૂલ છે. ચિત્રમાં બતાવેલા પર્વતાદિને વસ્ત્રોની જરૂર નથી, તેથી તેમાં તેમનાં વસ્ત્રો ચિતરવામાં આવતાં નથી. તેજ પ્રમાણે પર્વત, નદી આદિ જડ પદાર્થને ચિદા-ભાસની જરૂર નથી, તેથી તેમના ચિદાભાસની કલ્પના કરી નથી. દેવ, મનુષ્ય આદિને સંસારનાં સુખ દુઃખ ભોગવવાનાં હોય છે, માટે તેમના ચિદાભાસ એટલે જીવની જરૂર છે.

આ સંસાર જીવને નહિ પણ આત્માને લાગેલો છે. તે સત્ય છે, એમ માનવું તે ભ્રાંતિ છે. એ ભ્રાંતિ તેજ અવિદ્યા અથવા અજ્ઞાન છે. તે અવિદ્યા બ્રહ્મ જ્ઞાનથીજ મટે છે. સંસાર એટલે સુખ દુઃખ આત્માના આભાસરૂપ જીવને છે, પણ આત્માને નથી, એવું જ્ઞાન તે વિદ્યા

કહેવાય છે. એ વિદ્યા અથવા બ્રહ્મજ્ઞાન વિચારથી પ્રાપ્ત થાય છે, માટે જગત, જીવ અને પમાત્માનો સદા વિચાર કરવો જોઇએ. તેમ કર્યાથી જીવ અને જગતનું મિથ્યાપણું જણાઇ જીવભાવ અને જગતભાવ મટી જશે, અને પરમાત્માજ અવશિષ્ટ રહેલા જણાશે, એટલે પરમાત્માજ સત્ય છે એવો નિશ્ચય થશે.

વિચાર કર્યાથી પરોક્ષ અને અપરોક્ષ એમ બે પ્રકારનું જ્ઞાન ઉત્પન્ન થાય છે. જ્યાં સુધી અપરોક્ષ જ્ઞાન થાય ત્યાં સુધી એ વિચાર કર્યા કરવો. તેનું જ્ઞાન થયા પછી વિચારની જરૂર રહેતી નથી. બ્રહ્મ છે, એમ જાણવું તે પરોક્ષ જ્ઞાન કહેવાય છે, અને હું બ્રહ્મ છું એમ જાણવું તે અપરોક્ષ જ્ઞાન એટલે સાક્ષાત્કાર કહેવાય છે.

---

## કુટસ્થ અને જીવનું વિવેચન.

એ આત્માનો સાક્ષાત્કાર આત્મતત્વનું વિવેચન કર્યાથી થાય છે, અને તે કર્યાથી જીવ તરત સંસાર બંધનમાંથી છુટો થઈ મુક્તિ પામે છે, માટે આત્મ તત્ત્વ તે શું તે જાણવું જોઇએ. જેમ મહાકાશ, ઘટાકાશ, જલાકાશ અને મેઘાકાશ એમ આકાશ ચાર પ્રકારનું છે, તેમ ચૈતન્યના પણ ચાર પ્રકાર છે, બ્રહ્મ, કુટસ્થ, ઇશ્વર અને જીવ. ઘડો કે બીજી કોઇ તેવી ઉપાધિ વિનાનું આકાશ તે મહાકાશ છે. ઘડામાં જે આકાશ છે તે ઘટાકાશ કહેવાય છે. ઘડામાં આકાશ હોય છે તેમાં પાણી ભર્યાથી વાદળ અને નક્ષત્ર સહિત આકાશનું જે પ્રતિબિંબ ઘડાના જળમાં પડે છે તે જળાકાશ કહેવાય છે. મહાકાશના મધ્યમાં જે મેઘમંડળ એટલે વાંદળાં જોવામાં આવે છે, તેમાં રહેલા જળમાં આકાશનું જે પ્રતિબિંબ

પડે છે, તે મેઘાકાશ કહેવાય છે. એ પ્રમાણે ઉપાધિ લાગવાથી આકાશના ભેદ થાય છે.

એ દૃષ્ટાંત પ્રમાણે કંઈપણ ઉપાધિ વિનાનું શુદ્ધ ચૈતન્ય તે બ્રહ્મ છે. સ્થૂલ અને સૂક્ષ્મ એ બે દેહના અધિષ્ટાન એટલે આધારરૂપ જે ચૈતન્ય તે કુટસ્થ છે. કુટ એટલે લુહારની એરણ. તેની પેઠે જે નિર્વિકાર રહેનારૂં ચૈતન્ય તે કુટસ્થ કહેવાય છે. એ કુટસ્થમાં બુદ્ધિ કલ્પેલી છે. તે બુદ્ધિમાં ચૈતન્યનું જે પ્રતિબિંબ પડે છે, તે પ્રાણ ધારણ કરે છે, તેથી તે જીવ કહેવાય છે. એ જીવ સંસાર સાથે જોડાય છે, અને સંસારનાં સુખ દુઃખ ભોગવે છે. કુટસ્થ નિર્વિકારી રહે છે. એ કુટસ્થ ભાસતો નથી, તેનું કારણ એ છે કે જેમ ઘડામાં રહેલા જલાકાશે કરીને સઘળું ઘટાકાશ ઢંકાયલું રહે છે. તેમ જીવે કરીને કુટસ્થ ઢંકાયલો છે. એ પ્રમાણે કુટસ્થનું ઢંકાઇ જવું તે અન્યોન્યાધ્યાસ કહેવાય છે.

એ જીવ કોઇ કાળે પણ કુટસ્થનો વિચાર કરતો નથી. તે અનાદિ કાળનું અજ્ઞાન છે. એ અજ્ઞાન મૂલાવિદ્યા કહેવાય છે. એ અજ્ઞાન અથવા અવિદ્યાના વિક્ષેપ અને આવરણ એવા બે પ્રકાર છે. 'કુટસ્થ ભાસતો નથી', 'કુટસ્થ નથી', એમ કહેવું તે આવરણ છે. કોઈ વિદ્વાને અજ્ઞાનિને પૂછ્યું કે, તું કુટસ્થને જાણે છે? ત્યારે અજ્ઞાનિ કહે છે કે 'કુટસ્થ જાણવામાં આવતો નથી', 'કુટસ્થ ભાસતો નથી', 'કુટસ્થ નથી', એમ અનુભવ કરીને તે કહે છે. એ અવિદ્યાનો અને કુટસ્થના અભાન અને અભાવનો જે અનુભવ તે આવરણ છે.

એ સંબંધમાં કોઇને શંકા થાય કે, સ્વપ્રકાશ આત્મામાં અવિદ્યા કેમ હોઇ શકે, અને અવિદ્યા ન હોય તો આવરણ થાય નહિ. એનો ઉત્તર એ છે કે એવા કુતર્કો કરવા નહિ. અવિદ્યાનો અભાવ નથી. તે તો છેજ. ઉપર કહેલા અનુભવ આગળ

એવા કુતર્કોની જાળ ટકી શકે નહિ. તર્કો તો એક પછી એક ઉઠ્યાજ કરે. તેનો કંઈ છેડો નથી, માટે પોતાના અનુભવ ઉપર વિશ્વાસ રાખવો જોઇએ. અનુભવ પ્રમાણ નહિ માની કેવળ તર્ક ઉપર આધાર રાખનારને તત્ત્વ નિશ્ચય કદીપણ થઈ શકતો નથી. અનુભવેલા પદાર્થનું જ્ઞાન દૃઢ કરવા માટે તર્કની જરૂર લાગે, તો તે તર્ક પોતાના અનુભવને અનુસરીને કરવા, પણ કુતર્કો કરવા નહિ. અવિદ્યા અને આવરણનો અનુભવ ઉપર દર્શાવવામાં આવ્યો છે, તેથી અવિદ્યા અને આવરણ કુટસ્થ ચૈતન્યના વિરોધી નથી, એવો તર્ક કરવો. જો તેમનો વિરોધ હોય તો આવરણનો અનુભવ કોને થાય? એ અવિદ્યાનું વિરોધી તો વિવેક છે. વિવેકથી અવિદ્યાની નિવૃત્તિ થાય છે, અને તેવો વિવેક તત્વજ્ઞાનીમાં હોય છે, તેથી તેમનામાં અવિદ્યા હોતી નથી.

હવે વિક્ષેપ તે શું તે સમજાવવામાં આવે છે. જેમ છીપમાં રૂપાની કલ્પના કરવામાં આવે છે, તેમ અવિદ્યા અને આવરણુવાળા કુટસ્થમાં સ્થૂલ સૂક્ષ્મ દેહયુકત ચૈતન્યની જે કલ્પના અથવા ચિદાભાસ તેજ વિક્ષેપાધ્યાસ છે, અને તેજ જીવ છે. છીપની પાછળની કાળાશ અને તેના ત્રીકોણુ આકાર રૂપાની કલ્પના વખતે તિરોહિત એટલે ઢંકાયલા રહે છે, તેમ કુટસ્થમાં પણુ અસંગપણું અને આનંદતા તિરોહિત રહે છે. છીપના દૃષ્ટાંતમાં જેમ આરોપિતનું નામ રૂપું છે, તેમ કુટસ્થમાં આરોપિત વિક્ષેપનું નામ 'હું' છે, એવો નિશ્ચય છે. જેમ છીપને જોનાર પુરૂષ ભ્રાંતિથી તેને રૂપું માને છે, તેમ તે પોતે સ્વસ્વરૂપને જોતા છતાં ભ્રાંતિથી 'હું' એવું અભિમાન કરે છે.

---

# જીવ કુટસ્થનો ભેદ.

કુટસ્થ અને ચિદાભાસ એટલે જીવ તે બન્ને એક નથી, પણ ભિન્ન છે. વ્યવહારમાં સ્વયં એટલે પોતે અને અહં એટલે હું બોલાય છે. તેમાં સ્વયં શબ્દમાં સામાન્યપણું છે, કેમકે હું પોતે, તું પોતે, તે પોતે, એમ બોલાય છે. તેમ અહં શબ્દનો વ્યવહાર થતો નથી, તેથી તેમાં વિશેષપણું છે. એ પ્રમાણે તે બેમાં ભેદ છે. એ સ્વયંનો અર્થ કુટસ્થ છે, અને અહંનો અર્થ જીવ છે. તે બન્નેનો અન્યોન્યાધ્યાસ છે, પણ તે બન્ને જુદા છે.

જડ અને ચેતનમાં જે ભેદ છે, તે કુટસ્થ આત્માથી થયલો નથી. સ્ફુરણરૂપ ચૈતન્ય તો જડમાં પણ છે, પણ બુદ્ધિકૃત ચિદાભાસ જડમાં નથી, તેથી ભેદ પડે છે. જે પદાર્થમાં બુદ્ધિસહિત ચિદાભાસ હોય, તે ચેતન કહેવાય, અને તેવો

ચિદાભાસ જેમાં નહિ હોય તે જડ પદાર્થ કહેવાય. પણ આત્મા તો જડ અને ચેતન બન્નેમાં છે. આત્મા જડમાં નથી એમ માનીએ તો જડ પદાર્થનું જ્ઞાન થાય નહિ.

એ પ્રમાણે કુટસ્થ અને જીવનો ભેદ સ્પષ્ટ છે, છતાં અજ્ઞાની મનુષ્યો ભ્રાંતિથી તે બેની એકતા માને છે. જેમ જળાકાશમાં ઘટાકાશ ઢંકાયલું રહે છે, તેમ જીવમાં કુટસ્થ ઢંકાયલું છે, તેથી તેની ભિન્નતા અજ્ઞાનીના જાણવામાં આવી શકતી નથી. કુટસ્થ અને જીવનો તાદાત્મ્યાધ્યાસ એટલે અભેદ અથવા એકતાની કલ્પના અવિદ્યાથી થાય છે. તે અવિદ્યા તત્વજ્ઞાનથી નિવૃત્ત થાય એટલે તેનું કાર્ય જે ઉપર કહેલી ભ્રાંતિ છે, તે પણ નિવૃત થઇ જાય છે. દેહાદિરૂપ વિક્ષેપ પણ અવિદ્યાનું કાર્ય છે, છતાં તેના નાશમાં વિદ્યાની સાથે પ્રારબ્ધ કર્મના ક્ષયની અપેક્ષા રહે છે. પ્રારબ્ધ કર્મનો ક્ષય થાય ત્યારેજ દેહ પડે છે.

ઉપર પ્રમાણે કુટસ્થ અને ચિદાભાસની એકતા ભ્રાંતિથી મનાય છે, એમ સિદ્ધ થાય છે. પોતાને પંડિત માનનારા અજ્ઞાનીઓ તથા નૈયાયિકો મૂર્ખતાથી શ્રુતિનો અનાદર કરી યુક્તિનો આશ્રય લેછે, તેથી તેઓ ભ્રમણમાં પડે છે, અને ભેદ સમજી શકતા નથી. શ્રુતિનો અર્થ જાણનારા પણ કેટલાક જીવ અને કુટસ્થ ભિન્ન છે, એમ જાણતા નથી. તેનું કારણ એ છે કે તેઓ શ્રુતિઓના આગલા પાછલા સંબંધનો વિચાર કરતા નથી, અને પોતાના મતને પુષ્ટિ આપવા માટે શ્રુતિ વચનોનો ગમે તેવો અર્થ ગોઠવે છે. એમ કરતાં તેઓ શરમાતા નથી.

---

## જીવ વિષે વિવાદ.

આત્માના સ્વરૂપ વિષે ભિન્ન ભિન્ન મત ચાલે છે, તે સર્વ ભૂલભરેલા, શ્રુતિ વિરૂદ્ધ છે, એમ હવે બતાવવામાં આવે છે. પ્રથમ ચાર્વાકનો મત તપા-

સીએ. એ ચાર્વાકનું નામ લોકાયત છે. તે મત વાદીઓ એકલા પ્રત્યક્ષ પ્રમાણુનેજ માને છે. તેઓ એમ માને છે કે સ્થૂળ દેહજ આત્મા છે, અને પોતાના મતની પુષ્ટિમાં કહે છે કે અન્નમય કોશ આત્મા છે, એવું શ્રુતિનું વચન છે, અને વિરોચનના સિદ્ધાંતને પણ પ્રમાણ માને છે. એ શ્રુતિનું વચન અને સિદ્ધાંત સંબંધ જોતાં લાગુ પડતા નથી. દેહ જડ છે, નાશવંત છે, તેથી તે આત્મા થઈ શકે નહિ, માટે ચાર્વાકનું મત ખોટું છે.

ચાર્વાકનો એક બીજો પક્ષ ઇંદ્રિયને આત્મા માનનારાઓનો છે. તેઓ કહે છે કે આ લોકમાં દેહમાંથી જીવાત્મા નિકળી જાય, ત્યારે દેહનું મરણ જોવામાં આવે છે તેથી આત્મા દેહથી ભિન્નજ છે. વળી હું બોલું છું, સાંભળું છું, જોઉં છું, એ પ્રત્યક્ષ પ્રમાણ વડે માનેલી અહંબુદ્ધિ એવો બોધ કરે છે કે આત્મા ઇંદ્રિયરૂપ છે. ઇંદ્રિયોને

માહોમાહે ઝઘડો થયો હતો. એક કહે કે હું મ્હોટી અને બીજી કહે કે હું મ્હોટી. એ ઝઘડો ઉપનિષદમાં પ્રસિદ્ધ છે, તેથી જણાય છે કે ઇંદ્રિઓમાં ચૈતન્ય છે, અને તેથી ઇંદ્રિઓજ આત્મા છે એમ નિશ્ચય થાય છે. એ મત પણ ખોટો છે, કેમકે ઇંદ્રિઓ ચેતનરૂપ નથી પણ જડ છે, એમ સુષુપ્તિ અવસ્થામાં જણાય છે. ઇંદ્રિઓનો નાશ થાય તો પણ શરીર જીવતું રહે છે. ઇંદ્રિય અહંતા મમતાનો વિષય થાય છે અને અનેક છે. એ કારણથી ઇંદ્રિય આત્મા થઇ શકતી નથી.

હૈરણ્યગર્ભ એટલે પ્રાણાત્મવાદીઓ એમ કહે છે કે, ચક્ષુઆદિ ઇંદ્રિયનો નાશ થાય તો પણ શરીરમાં પ્રાણ હોવાથી પ્રાણી જીવે છે. સુષુપ્તિમાં સર્વ ઇંદ્રિયનો લય થાય છે, તોપણ પ્રાણ જાગતો રહે છે. વળી શ્રુતિમાં પ્રાણનું શ્રેષ્ઠપણું બતાવ્યું છે, અને પ્રાણમય કોશનું વર્ણન

સારી રીતે કર્યું છે. એ મત પણ સ્વિકાર કરી શકાય એવો નથી. પ્રાણ એ વાયુ છે, અને જડ છે, કેમકે નિદ્રાવસ્થાનો પ્રાણ કંઇ પણ જાણી શકતો નથી. એ પ્રાણને જાણનાર શાક્ષી બીજો છે. પ્રાણની સ્તુતિ કરવામાં તેને કોઇએ શ્રેષ્ટ કહ્યો હોય તેથી તે આત્મા કહેવાય નહિ. શ્રુતિમાં એકલા પ્રાણમય કોશનુંજ વર્ણન છે એમ નથી, પણ પંચકોશનું નિરૂપણ કહેલું છે. એ બધા કારણથી પ્રાણ આત્મા છે, એમ સિદ્ધ થઈ શકતું નથી.

કેટલાક ઉપાસનાપરાયણ લોકો એમ માને છે કે મન આત્મા છે. પ્રાણનું અભોક્તાપણું સ્પષ્ટ છે, ભોક્તા તો મન છે. મનુષ્યોના બંધ અને મોક્ષનું કારણ મનજ છે. વળી શ્રુતિમાં મનોમયકોશ કહેલો છે. માટે મનજ આત્મા છે. એ મત પણ ખોટો છે. મન જડ અને વિકારી

છે. સુષુપ્તિમાં મનનો લય થાય છે. મનને જાણનાર શાક્ષી બીજો છે. શ્રુતિનો સંબંધ અને હેતુ જૂદો છે. માટે મન આત્મા છે એમ કહેવું યોગ્ય નથી.

કેટલાક બુદ્ધિને આત્મા માનનારા છે. બૌદ્ધ મતના અનુયાયીમાં વિજ્ઞાનાત્મવાદી અથવા ક્ષણિકવાદી અને શૂન્યાત્મવાદી અથવા માધ્યમિક એવા ભેદ છે. પેહેલા પક્ષવાળા કહે છે કે બુદ્ધિજ આત્મા છે; કેમકે મનનું મૂળ બુદ્ધિ છે એમ સ્પષ્ટ જણાય છે. વિજ્ઞાન એટલે બુદ્ધિ તથા મન એ અંતઃકરણના બે ભેદ છે. મનનું કારણ બુદ્ધિ છે એ સ્પષ્ટછે. પોતાના આત્મસ્વરૂપને જાણ્યા વિના કોઇ પણ પુરૂષ બહારના પદાર્થ જાણી શકતો નથી. બુદ્ધિની ઉત્પત્તિ અને નાશ અથવા બુદ્ધિનો ફેરફાર ક્ષણે ક્ષણે થાય છે, તેથી બુદ્ધિ ક્ષણિક કહેવાય છે. તે જ્ઞાનનો વિષય હોવાથી સ્વપ્રકાશ છે. વળી

વિજ્ઞાનમય કોશ જીવ છે અને જન્મ મરણ, સુખ દુઃખાદિક પણ તેને છે, એમ વેદો કહે છે. એ મત પણ શાસ્ત્ર વિરૂદ્ધ છે. વિજ્ઞાન ક્ષણિક છે, ભૌતિક છે, તેનો પ્રકાશક અને સાક્ષિ જૂદો છે. એ કારણથી બુદ્ધિ પણ આત્મા નથી.

શૂન્યાત્મવાદીઓ કહે છે કે વિજળી, વાદળાં અને આંખના પલકારાની પેઠે વિજ્ઞાન ક્ષણિક છે, માટે તે આત્મા નથી, અને તે વિના બીજો આત્મા જણાતો નથી, માટે શુન્યજ આત્મા છે. શ્રુતિનું વચન પણ છે કે પ્રથમ આ જગત અસત્ હતું, તેથી જ્ઞાન અને જ્ઞેયાત્મક સર્વ જગત ભ્રાંતિથી શૂન્યમાંજ કલ્પાયલું છે. એ પણ મિથ્યાવાદ છે. શૂન્યમાંથી જગત થઇ શકતું નથી. ભ્રાંતિ થવા માટે પણ અધિષ્ઠાન જોઇએ. અધિષ્ઠાનવિના ભ્રાંતિ થાય નહિ. જગત પૂર્વે અસત હતું, એમ કહેવામાં અસતનો અર્થ એવો છે કે

નામરૂપ વગરનું અવ્યાકૃત એટલે અસ્પષ્ટ. એ કારણથી શૂન્ય આત્મા થઇ શકે નહિ.

એ પ્રમાણે ઉપર બતાવેલા બધા મતો શાસ્ત્ર વિરૂદ્ધ છે. તે માન્ય રાખી શકાય એવા નથી. એ સંબંધમાં વેદાંતનો સિદ્ધાંત એવો છે કે આધાર વિના ભ્રાંતિ થઇ શકે નહિ, તેથી આત્માનું અસ્તિત્વ સ્વીકારવું જોઇએ. શૂન્યનો પણ શાક્ષિ છે, અને તે આત્મા છે. તેમ નહિ હોયતો શૂન્ય છે એમ કહી શકાય નહી; માટે વિજ્ઞાનમયથી ભિન્ન અંદરનો આનંદમય આત્મા છે, એમ જાણવું જોઇએ.

---

## આત્માના પરિમાણ વિશે વિવાદ.

આત્માના સ્વરૂપ વિશે જૂદા જૂદા પંથોનો મતભેદ બતાવ્યા પછી હવે આત્માના પરિમાણ એટલે કદ સંબંધી કેવો મતમતાંતર ચાલે છે,

તે બતાવવામાં આવે છે. આત્મા અણુ છે, મધ્યમ છે, કે મહાન છે, એ વિષે પણ ઘણો મતભેદ ચાલે છે, અને તેમાં શ્રુતિ, અને યુક્તિનો આધાર બતાવવામાં છે.

આંતરાલ મતવાલા કહે છે કે આત્માનો પ્રચાર સૂક્ષ્મ નાડીમાં પણ છે. વાળના હજારમાં ભાગ જેવડી સૂક્ષ્મ નાડીમાં પણ તે છે, તેથી આત્મા અણુ પરિમાણવાળો છે. સેંકડો અને હજારો શ્રુતિનાં વચન પણ છે કે આત્મા અણુથી પણ અણુ, સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છે. કેટલીક શ્રુતિ કહે છે કે વાળના છેડાના શો ભાગ કરવામાં આવે અને તેના એક શોમાં ભાગના શો ભાગ કરવામાં આવે, તેમાંના એક ભાગ જેવડો જીવ છે, એમ જાણવું.

દીગંબરજૈન મતવાળા કહે છે કે પગથી મસ્તક પર્યંત ચૈતન્યની વ્યાપ્તિ સારી રીતે જોવામાં

આવે છે, અને ‘ નખના અગ્રભાગથી માડીને ’ એવું શ્રુતિ વચન પણ છે, તેથી આત્મા મધ્યમ પરિમાણુવાળો છે, એટલે જેવડું શરીર તેવડો આત્મા. મ્હોટા શરીરમાં મ્હોટો અને ન્હાના શરીરમાં ન્હાનો એમ એ લોકોનું માનવું છે. એવા આત્માનો પ્રચાર સૂક્ષ્મ નાડીમાં કેમ થઇ શકે, એવી શંકાના સમાધાનમાં તેઓ ખુલાસો કરે છે, કે જેમ અંગરખામાં બે હાથનો પ્રવેશ કર્યાથી આખા દેહનો પ્રવેશ થાય છે, તેમ સૂક્ષ્મ અવયવો વડે સૂક્ષ્મ નાડીમાં આત્માનો પ્રવેશ થાય છે. મ્હોટા શરીરમાંથી નીકળી ન્હાના શરીરમાં પ્રવેશ કરવાનો હોય અથવા ન્હાના શરીરમાંથી મ્હોટા શરીરમાં પ્રવેશ કરવાનો હોય ત્યારે આત્માના અંશમાં પણ વધઘટ થઇ આત્મા પણ ન્હાનો મ્હોટો થાય છે, માટે આત્માનું મધ્યમ પરિમાણ નિશ્ચય છે.

એ સંબંધમાં વેદાંતવાદીઓ કહે છે કે આ-

ત્માના અંશમાં વધઘટ થાય, એમ માનવામાં આવે તો આત્મા અવયવાળો ઠરે, અને ઘડાની પેઠે તેનો નાશ થાય. તેમ થવાથી કૃતનાશ અને અકૃતાભ્યાગમ નામના દોષ નડે, તેનું નિવારણ કોણ કરી શકે? કરેલાં કર્મનાં ફળનો ભોગ ભોગવ્યા વિના નાશ થાય તે કૃતનાશ નામનો દોષ છે; અને નહિ કરેલાં કર્મ સુખદુઃખાદિ ફળ આપે તે અકૃતાભ્યાગમ નામનો દોષ છે. એ કારણથી આત્મા મધ્યમ પરીમાણવાળો છે એમ કહેવું યોગ્ય નથી; માટે આત્મા અણુએ નથી, અને મધ્યમ પણ નથી, પણ મહત્પરિમાણવાળો, એટલે આકાશની પેઠે સર્વત્ર વ્યાપક, નિરવયવ અને શ્રુતિ સંમત્ત છે.

---

## આત્માના વિશેષ સ્વરૂપ વિષે મતભેદ.

વળી આત્માના વિશેષ સ્વરૂપ વિષે પણ ઘણો

મતભેદ છે અને બહુ વિવાદ ચાલે છે. કોઇ કહે છે કે તે અચિદ્રૂપ એટલે જડ છે. કોઇ તેને ચેતન સ્વરૂપ કહે છે, અને કોઇ એમ માને છે કે તે જડ અને ચેતન બન્ને રૂપ છે.

નૈયાયિકો અને પ્રાભાકરો જેઓ મિમાંસક મતના છે, તેઓ એમ માને છે કે આત્મા જડ છે, આકાશની પેઠે દ્રવ્ય છે, શબ્દની પેઠે જ્ઞાન એ તેનો ગુણ છે. વળી ઇચ્છા, દ્વેષ, ઉત્સાહ, ધર્મ, અધર્મ, સુખ, દુઃખ અને તેના સંસ્કારો એ આઠ ગુણ પણ જ્ઞાનના જેવાજ આત્માના છે. પોતાના પ્રારબ્ધયોગે જ્યારે આત્માનો મન સાથે સંયોગ થાય, ત્યારે એ ગુણો ઉત્પન્ન થાય છે, અને સુષુપ્તિમાં અદ્રષ્ટના ક્ષયથી તેઓ નાશ પામે છે. એ આત્મા જડ છતાં જ્ઞાન ગુણવાળો હોવાથી ચેતન છે, ધર્મ અધર્મનો કર્ત્તા છે, અને સુખ દુઃખનો ભોક્તા છે. જેમ આ લોકમાં પ્રારબ્ધયોગે કોઈ

કોઇ સમયે સુખાદિ પ્રાપ્ત થાય છે, તેમ લોકાંતરમાં કર્મ વડે ઇચ્છાદિક ઉત્પન્ન થાય છે. એ પ્રમાણે સર્વવ્યાપક આત્માનું પરલોકમાં ગમન અને આલોકમાં આગમન સંભવે છે. એ બાબતમાં સમગ્ર કર્મકાંડ પ્રમાણ છે. તેઓ વળી એમ કહે છે કે જે આનંદમય કોશ સુષુપ્તિમાં અવશિષ્ટ રહે છે, અને જે અસ્પષ્ટ ચૈતન્ય છે, તેજ આત્મા છે અને ઉપર કહ્યા તે ગુણો એ આત્માના છે.

એ નૈયાયિકોનો મત શાસ્ત્ર અને અનુભવ વિરુદ્ધ છે. આત્મા અદ્વિતીય જ્ઞાનસ્વરૂપ અને નિર્ગુણ છે. સુષુપ્તિમાં સાક્ષી જ્ઞાનસ્વરૂપ આત્મા રહે છે. ઈચ્છાદિ ગુણો અંતઃકરણના છે. તે આત્માના હોઇ શકે નહિ.

મીમાંસા ઉપર ટીકા કરનાર ભટ્ટના મતવાદીઓ કહે છે કે આત્મા ચૈતન્ય અને જડ એમ ઉભયરૂપ છે. તેમાં ચૈતન્ય ગુપ્ત છે. સુઈ ઉઠેલા

મનુષ્યને 'હું જડ થઈ સુતો હતો' એવું સ્મરણ થાય છે. તે સ્મરણ ઉપરથી ચૈતન્ય છે એવી કલ્પના થાય છે. સુષુપ્તિમાં કંઈ જ્ઞાન થતું નથી, તેથી આત્માની જડતા સ્પષ્ટ છે. જડતાના અનુભવ વિના જડતાનું સ્મરણ થઇ શકે નહિ. સુષુપ્તિમાં આત્માની ચેતનતાનો લોપ થતો નથી એવું શ્રુતિનું વચન છે. તેથી આત્મા ચૈતન્ય તથા જડતા એ બન્ને યુક્ત છે. વેદાંત સિદ્ધાંત તો એ છે કે આત્મા ચૈતન્ય સ્વરૂપ, જ્ઞાનરૂપ છે. કોઇપણ શ્રુતિમાં એવું નથી કે આત્મા જડ છે.

વિવેકી સાંખ્યમતવાળાઓ એમ કહે છે કે, આત્મા અવયવરહિત છે, તેથી જડના અને ચેતનતા એ બન્ને ધર્મો તેમાં કોઇપણ પ્રકારે રહી શકે નહિ, માટે આત્મા ચૈતન્યરૂપ છે, એમજ માનવું જોઇએ. જડતાનો જે અંશ છે તે પ્રકૃતિનું રૂપ છે અને તે વિકારી તથા ત્રણ ગુણવાળી છે. તે

પ્રકૃતિ જીવના ભોગ તથા મોક્ષ માટે પ્રવૃત્ત થાય છે. અસંગ એવા આત્માના બંધ અને મોક્ષ પ્રકૃતિ અને પુરૂષના ભેદના અજ્ઞાનથી માનવામાં આવે છે.બંધ અને મોક્ષની વ્યવસ્થા યોગ્ય રીતે થાય તે માટે નૈયાયિકોના મત પ્રમાણે સાંખ્યવાદીઓ પણ ચેતનના ભેદ માને છે, એટલે કે આત્મા અનેક છે, એમ તેઓ માને છે. શ્રુતિમાં કહેલું છે કે મહત્તત્વથીપર અવ્યક્ત પ્રકૃતિ છે, એમ પ્રકૃતિ જણાવેલી છે. તેજ પ્રમાણે આ પુરૂષ અસંગ છે, એ શ્રુતિમાં પુરૂષની અસંગતા કહી છે. એ સંબંધમાં વેદાંતનો સિદ્ધાંત એવો છે કે આત્મા ચેતનરૂપ છે. પ્રકૃતિ જડ છે. તે આત્માના ભોગ તથા મોક્ષ માટે જગત ઉત્પન્ન કરી શકે નહિ. ખરી વાત તો એ છે કે પ્રકૃતિની ઉપાધિવાળો ઇશ્વર જગત રચે છે અને આત્મા અનેક નહિ પણ એક છે.

## ઇશ્વર સ્વરૂપ સંબંધી મતભેદ.

ઉપર જીવ અથવા આત્માના સ્વરૂપ અને તે સંબંધી મતભેદનું વિવેચન કરવામાં આવ્યું છે. હવે ઇશ્વરના સ્વરૂપ વિષે કેવા કેવા મત ચાલે છે, તે જણાવવામાં આવે છે.

યોગમતવાળા કહે છે કે ચૈતન્યની સમક્ષ પ્રવૃત થયલી પ્રકૃત્તિને જે નિયમમાં રાખે છે તે ઇશ્વર છે, અને તે જીવોથી ભિન્ન છે, એમ શ્રુતિમાં કહેલું છે. પ્રકૃતિ, જીવ અને ત્રણ ગુણોનો નિયામક ઇશ્વર છે, એવું શ્રુતિનું વચન છે. બ્રહદારણ્યક ઉપનિષદમાં ઇશ્વરનું પ્રતિપાદન વિસ્તારથી કરેલું છે. ઇશ્વર સંબંધી પણ જૂદા જૂદા મતવાળાઓ પોતપોતાની યુક્તિથી વિવાદ કરે છે, અને પોતાના મતની પુષ્ટિમાં પોતાની બુદ્ધિ પ્રમાણે શ્રુતિનાં વચનો પણ બતાવે છે.

યોગદર્શનના પ્રવર્તક શ્રી પંતજલી ઇશ્વર સંબંધી આ પ્રમાણે કહે છે. અવિદ્યાદિ પાંચ ક્લેશ, ત્રણ પ્રકારના કર્મ, તેનાં ફલ અને સંસ્કાર, એ બધાથી રહિત જે પુરૂષ વિશેષ તે ઇશ્વર છે. જીવની પેઠે તે પણ અસંગ ચેતન્ય રૂપ છે, તોપણ તે પુરૂષ હોવાથી તેને નિયંતાપણું ઘટે છે. એમ જો ન માનવામાં આવે તો બંધ મોક્ષની અવ્યવસ્થા થઇ જાય. 'આ ઈશ્વિરનાભયથી વાયુ વાય છે' એ શ્રુતિમાં અસંગ પરમાત્માનું નિયંતાપણું સૂચવ્યું છે, તે યોગ્ય છે; કેમકે તેને ક્લેશ, કર્માદિનો સંબંધ નથી. જીવોને પણ અસંગપણાથી ક્લેશાદિ સંભવતા નથી, પણ વિવેકના અજ્ઞાનથી બુદ્ધિના કર્માદિ ધર્મ છે તે જીવ પોતાના છે એમ માની લે છે.

નૈયાયિકો એમ માને છે કે, જ્ઞાન, પ્રયત્ન અને ઇચ્છા એ ત્રણ ગુણો ઇશ્વરમાં નિત્ય છે,

પણ ઇશ્વર અસંગ હોવાથી તેને નિયંતાપણું ઘટે નહિ. ઇશ્વરને જે પુરૂષ વિશેષપણું એટલે ઇશ્વર પણું છે, તે એ ત્રણ ગુણોને લીધે છે, બીજી રીતે નથી. શ્રુતિમાં કહેલું છે કે, ઇશ્વર સત્યકામ, સત્ય સંકલ્પ છે, એટલે તેની ઇચ્છા તથા સંકલ્પ નિત્ય છે.

હિરણ્યગર્ભની ઉપાસના કરનારાઓ કહે છે કે જ્ઞાનાદિ ગુણો ઇશ્વરમાં નિત્ય છે, એમ માનવામાં આવે તો સૃષ્ટિ નિરંતર થયાજ કરે, એટલે પ્રલય થાયજ નહિ. એ માટે લિંગદેહયુક્ત જે હિરણ્યગર્ભ છે તે ઇશ્વર છે એમ માનવું જોઇએ. તેનું માહાત્મ્ય છાંદોગ્ય ઉપનિષદના ઉદ્ગીથ બ્રાહ્મણમાં-ઘણા વિસ્તારથી બતાવેલું છે. હિરણ્યગર્ભને લિંગ દેહ છે, છતાં કર્માદિનો અભાવ હોવાથી જીવપણું નથી, તેથી તેજ ઇશ્વર છે.

વિરાટ સ્વરૂપના ઉપાસકો એ મતમાં દોષ

બતાવી કહે છે કે સ્થૂલ શરિર વિના સુક્ષ્મશરિર કેથે પણ જોવામાં આવતું નથી, તેથી ચારે તરફ મસ્તકાદિવાળો વિરાટ દેહજ ઇશ્વર છે. શ્રુતિઓમાં કહેલું છે કે 'જેના હજારો મસ્તકો છે', તથા 'જેના ચારે તરફ નેત્રો છે' તે ઇશ્વર છે.

બ્રહ્માના ઉપાસકો કહે છે કે ચો તરફ હાથ પગવાળાને ઈશ્વર માનીએ તો કાનખજુરાદિ કીડાઓને ઇશ્વર કહેવા જોઇએ. માટે ચતુર્મુખ બ્રહ્માજ ઈશ્વર છે. બીજો કોઇ ઇશ્વર નથી, એમ પુત્ર માટે બ્રહ્માની ઉપાસના કરનારા કહે છે. બ્રહ્માએ પ્રજા ઉત્પન્ન કરી છે, એ શ્રુતિનું પ્રમાણ પણ તેઓ આપે છે.

વિષ્ણુના ભકતો એમ કહે છે કે બ્રહ્માતો વિષ્ણુની નાભિ કમળમાંથી ઉત્પન્ન થયા છે, માટે વિષ્ણુજ ઇશ્વર છે. ઉત્પન્ન થયલા બ્રહ્મા ઇશ્વર હોઈ શકે નહિ.

શિવપુરાણાદિને માનનારા શિવભક્તો એમ માને છે કે શિવના ચરણ શોધવામાં વિષ્ણુ ભગવાન અશક્ત થયા હતા, તેથી ઇશ્વર તો શિવ છે, પણ વિષ્ણુ ઇશ્વર નથી.

ગણપતિના ઉપાસકો એમ કહે છે કે ત્રણ પુરનો નાશ કરવા માટે શિવે ગણપતિને પૂજ્યા હતા, માટે ગણપતિ ઇશ્વર છે.

એ પ્રમાણે અંતર્યામિથી આરંભી સ્થાવર પર્યંતને ઇશ્વર માનનારા ઘણા છે. કોઇ ભૈરવ, દેવી, હનુમાન, પીપળો, આંકડો, વાંસ વિગેરેને પોતાના કુળદેવતા માને છે અને તેમનેજ ઇશ્વર કહે છે. તેઓ પોતપોતાના મતનું અભિમાન કરી જૂદે જૂદે પ્રકારે પોતાને અનુકુળ મંત્રો, સ્તુતિ પાઠો અને કલ્પગ્રંથનો આધાર લઇ પોતાનો મત પ્રતિપાદન કરે છે.

ઉપર પ્રમાણે ઇશ્વર સંબંધી અનેક ભિન્ન

ભિન્ન મત ચાલે છે. તેમાં ખરૂં શું છે તે નક્કી કરવું જોઇએ. તત્વનિશ્ચય કરવાની ઇચ્છાથી ન્યાયપૂર્વક શાસ્ત્રનો વિચાર કરનારાઓનો એકજ નિર્ણય છે, તે અત્રે સ્પષ્ટ કહેવામાં આવે છે. માયા આ જગતનું ઉપાદાન કારણ છે, અને નિમિત્ત કારણ માયાની ઉપાધિવાલો મહેશ્વર છે. તેના અંશો વડે આ સર્વ જગત વ્યાપ્ત છે, એ શ્રુતિને અનુસરી ઇશ્વર સંબંધી નિર્ણય કરવો યોગ્ય છે. તેમ કર્યાથી સ્થાવર પર્યંતને ઇશ્વર માનનારાના મતમાં કંઇ વિરોધ આવશે નહિ; કેમકે ચરાચર સઘળું જગત ઇશ્વર સ્વરૂપજ છે એમ સિદ્ધ થાય છે.

---

## માયાના સ્વરૂપનું વર્ણન.

જગતના બીજભૂત માયાનું સ્વરૂપ કેવું છે, તે જાણવું અવશ્યનું છે નૃસિંહતાપનીય ઉપ-

નિષદમાં કહ્યું છે કે, માયા અજ્ઞાન સ્વરૂપ છે. એમાં અનુભવ પ્રમાણ છે. માયાનું કાર્ય જડ, મોહરૂપ અને અનંત છે, એમ શ્રુતિ કહે છે, અને તેવો અનુભવ બાળકથી લઇ ગોવાળીયા પર્યંત સર્વને સ્પષ્ટ છે. અચેતનરૂપ ઘટાદિનું જે સ્વરૂપ છે તે જડ છે, અને જેમાં બુદ્ધિ ચાલી શકે નહિ તે મોહ છે, એમ લૌકિક જનો માને છે અને સર્વને તેવો અનુભવ થાય છે યુક્તિની દૃષ્ટિએ જોતાં માયા અનિર્વચનીય છે, કેમકે 'તે અસત્ ન હતું' એવું શ્રુતિવચન છે. ભાસતું હતું માટે 'અસત ન હતુ' અને બાધ થવાથી 'સત્ પણ ન હતું, એમ શ્રુતિ કહે છે. જ્ઞાન દૃષ્ટિએ તો માયા તુચ્છ છે, કારણ કે તેની નિવૃત્તિ થાય છે એમ શ્રુતિ કહે છે.

એ માયા તુચ્છ, અનિર્વચનિય અને સત્ય, એમ ત્રણ પ્રકારની છે. શ્રુતિના જ્ઞાનવાળાને તે તુચ્છ

જણાય છે. યુક્તિથી જેને બોધ થયલો છે તેને તે અનિર્વચનીય છે, અને જે અજ્ઞાની છે તેને તો માયા સત્ય લાગે છે. જેમ ચિત્રવાળો નકશો ઉઘાડવાથી તે માહેલાં ચિત્રો દેખાય છે, અને વીંટવાથી ચિત્રનો અભાવ જણાય છે, તેમજ માયા પણ આ જગતની સત્યતા અને અસત્યતા દર્શાવે છે. માયાની પ્રતીતિ ચૈતન્ય વિના થઇ શકતી નથી તેથી તે પરાધિન છે. તેમ તે અસંગ આત્માને સસંગ કરે છે, એટલે નિર્વિકારી અસંગ આત્મામાં તે જગતની ભ્રાંતિ ઉપજાવે છે, માટે તે સ્વતંત્ર પણ છે, એ માયા પોતાનામાં ચૈતન્યના પ્રતિબિંબવડે જીવ તથા ઇશ્વરને પણ ઉત્પન્ન કરે છે.

એમ છતાં બ્રહ્મના નિર્વિકારીપણાનો નાશ થતો નથી. તેનો નાશ કર્યા વિનાજ માયા જગત, જીવ અને ઇશ્વર એવા ભેદ પાડે છે. એ ઘણું દુર્ઘટ કાર્ય છે, અને તેથી માયાનો એ મ્હોટો

ચમત્કાર છે. જેમ જળમાં પ્રવાહીપણું, અગ્નિમાં ઉષ્ણુતા અને પથ્થરમાં કઠિનતા છે, તેમ ન ઘટી શકે તેવા પદાર્થની ઘટના કરવી એ માયાનો સ્વભાવિક ધર્મ છે એમ સિદ્ધ છે.

જ્યાં સુધી લોકો માયાના પ્રેરક માયાવીને જાણે નહિ ત્યાં સુધી તેમને મનમાં ચમત્કાર લાગ્યા કરે, પણ જ્યારે તે સમજવામાં આવે ત્યારે તેઓ જાણે કે એ તો માયા છે, અને વળી તેમને કંઇ આશ્ચર્ય લાગે નહિ. માયાનું સ્વરૂપ વિસ્મયકારક છે. તેનો પાર કોઇને લાગે એમ નથી. માટે માયા વિષે કંઇ પણ પ્રશ્ન કરવો યોગ્ય નથી, કેમકે તે તો માયાજ છે. પણ બુદ્ધિમાન મનુષ્યોએ માયાની નિવૃત્તિનો ઉપાય શોધી કાઢવો જોઇએ.

માયાના સ્વરૂપનો નિશ્ચય કરવો હોય તો લોક પ્રસિદ્ધ ગારૂડિક માયાનું જે લક્ષણ છે તેજ

લક્ષણ એ માયાનું પણ છે. જેનું નિરૂપણ થઈ શકે નહિ, છતાં જે સ્પષ્ટ ભાસે તેજ માયા છે, અને તે ઇંદ્રજાળ એટલે ગારૂડિમાં જોવામાં આવે છે એમ લોકો માને છે. આ જગત સ્પષ્ટ ભાસે છે, છતાં તેનું નિરૂપણ અશક્ય છે, માટે જગત માયામય છે એમ નિષ્પક્ષપાતપણે સમજી લેવું.

જગતનું નિરૂપણ કરવાનાં પ્રયત્નો ઘણા પંડિતોએ કર્યા છે, પણ તેઓ ફતેહમંદ થયા નથી. અને વચ્ચે વચ્ચે અજ્ઞાન ભાસવાથી અટકી ગયા છે. દેહ, ઇંદ્રિય આદિ પદાર્થો વિર્યમાંથી શી રીતે પેદા થયા, અને તેમાં ચૈતન્ય ક્યાંથી આવ્યું, એવા એવા પ્રશ્નો ઉઠે તેનો ઉત્તર આપી શકાય એમ નથી. દેહ, ઇંદ્રિય ઉત્પન્ન કરવાં એવો વિર્યનો સ્વભાવ છે, એમ કહેવામાં આવે તો તે પણ સત્ય નથી, કેમકે વાંઝીયણ સ્ત્રીમાં અથવા અન્ય સ્થળે વિર્ય પડે તો પણ તે નિષ્ફળ જાય

છે: એ કારણથી જગત માયિક છે અને તેનું નિરૂપણ થઈ શકે એમ નથી એ નિશ્ચય.

એ સંબંધમાં ઉત્તર આપવાનો વિચાર કરતાં આખરે કબુલ કરવું પડશે કે વિર્યમાંથી દેહ ઇંદ્રિયો કેમ થાય તે સંબંધી કંઈ પણ જાણી શકાતું નથી. એ માટે મ્હોટા મ્હોટા મહાત્માઓ પણ કહે છે કે જગત માયિક છે. ગર્ભમાં રહેલું વિર્ય ચેતન થાય છે; તેને હાથ, પગ, માથું અને બીજા અવયવો થાય છે; ક્રમે કરી તેને બાળપણ, યુવાવસ્થા અને ઘડપણ આવે છે અને અનેક વેષથી વીંટાય છે; તે જુએ છે, ખાય છે, સાંભળે છે, સુંઘે છે, જાય છે અને આવે છે. એ પ્રમાણેના જગતથી બીજું ઇંદ્રજાળ અથવા માયિક શું હોઇ શકે?

દેહની પેઠે વડના ટેટા વિગેરેનાં બીજ પણ સારી રીતે વિચાર કરીને જુઓ. ક્યાં ઝીણું બીજ

અને ક્યાં વડનું મ્હોટું ઝાડ ? માટે એ માયાજ છે એવો નિશ્ચય કરવો.

જે નૈયાયિકો જગતનું નિરૂપણ કરવાનું અભિમાન રાખે છે, તેમનું ખંડન હર્ષમિશ્રાદિ પંડિતોએ ખંડનખંડખાદ્યાદિ ગ્રંથોમાં સારી રીતે કર્યું છે. જે પદાર્થો સંબંધી વિચાર થઇ શકે એમ નથી તે બાબત તર્ક દોડાવવાજ નહિ. આ જગતની રચનાનો ખ્યાલ ખરેખર મનમાં આવી શકે એવો નથી એ અચિંત્ય રચનારૂપ શક્તિવાળું જે કારણ છે તેજ માયા છે, એવો નિશ્ચય કરવો. એજ માયા રૂપી એક બીજનો સુષુપ્તિમાં અનુભવ થાય છે. જેમ વડના બીજમાં વૃક્ષ લીન થઇને રહેલું છે, તેમ જાગ્રત જગત અને સ્વપ્ન જગત માયારૂપી બીજમાં રહેલું છે. એ માટે સંપૂર્ણ જગતની વાસના માયારૂપી કારણમાં રહેલી છે.

## ઇશ્વરનું સ્વરૂપ.

જે બુદ્ધિની વાસના છે, તેમાં ચૈતન્યનું પ્રતિબિંબ પડે છે. તે મેઘાકાશની પેઠે અસ્પષ્ટ ચિદાભાસ છે, એમ અનુમાનથી જણાય છે. ચિદાભાસવાળું બીજ અથવા અજ્ઞાન બુદ્ધિરૂપે પરિણામ પામે છે. તેથી બુદ્ધિમાં ચિદાભાસ અતિસ્પષ્ટ ભાસે છે. એ અસ્પષ્ટ ચિદાભાસ તે ઇશ્વર છે, અને સ્પષ્ટચિદાભાસ તે જીવ છે.

શ્રુતિનું વચન છે કે માયા પોતાનામાં પડેલા ચૈતન્યના પ્રતિબિંબ વડે જીવ તથા ઇશ્વરને ઉત્પન્ન કરે છે, અને તે જીવ તથા ઇશ્વર મેઘાકાશ અને જલાકાશની પેઠે સારી રીતે વ્યવસ્થિત થયલા છે. મેઘાકાશમાં જેમ મેઘ છે, તેમ ચિદાભાસમાં માયા છે. મેઘમાં રહેલાં પાણીનાં ફોરાંના જેવી બુદ્ધિની વાસના છે, અને પાણીના ફોરાંમાં રહેલા આકાશની પેઠે ચિદાભાસ અથવા ઇશ્વર છે. એ ચિદાભાસ

અથવા ઇશ્વર માયાને અધિન છે અને તે મહેશ્વર માયાની ઉપાધિવાળો છે, એમ શ્રુતિમાં કહેલું છે. તેજ અંતર્યામી, સર્વજ્ઞ અને જગતનું કારણ છે એમ સિદ્ધ કરવા માટે ઘણી શ્રુતિઓ છે. શ્રુતિ સંબંધિ કુતર્ક થાયજ નહિ. તે ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખવો જોઇએ.

ઇશ્વરનું સર્વજ્ઞપણું જોવામાં આવતું નથી. તેનું કારણ એ છે કે તેને વાસનાની ઉપાધિ છે, અને વાસના પરોક્ષ છે, તેથી તેની પ્રતીતિ થતી નથી. માટે અનુમાનથી સર્વજ્ઞતા જાણી લેવી. ઇશ્વર વિજ્ઞાનમયાદિ કોશોમાં અને અન્ય સર્વ સ્થળમાં રહીને સર્વનું નિયમન કરે છે. માટે તે અંતર્યામી કહેવાય છે. જેમ વસ્ત્રમાં ઉપાદાનપણાએ કરીને તંતુ એટલે સુતરનો તાર રહેલો છે, તેમ ઇશ્વર સર્વના ઉપાદાનરૂપે સર્વત્ર રહેલા છે. વસ્ત્ર કરતાં તંતુ સૂક્ષ્મ છે, અને તંતુથી તેના અવયવ

સૂક્ષ્મ છે, એમ વિચારતાં જ્યાં સૂક્ષ્મતાની અવધિ આવે ત્યાં અંતર્યામી છે એવું અનુમાન કરવું. એમ સૂક્ષ્મતાની અવધિ જોવા છતાં અંતર્યામિ જોવામાં આવે નહિ, માટેજ શ્રુતિ અને યુક્તિથી તેનો નિર્ણય કરવો જોઇએ. અંતર્યામિ સર્વત્ર છે, માટે આ સમગ્ર જગત તેનું શરીર છે. એ અંતર્યામિ જ્યાં, જે વાસનાથી, જે પ્રકારે વિકાર પામે તે પ્રકારે કાર્ય અવસ્ય થાયજ એ નિ:સંદેહ છે. ભગવદ્ગીતામાં પણ કહ્યું છે કે ઇશ્વર સર્વ પ્રાણીઓના હૃદયમાં રહે છે અને શરીરરૂપી યંત્રમાં રહેલા પ્રાણીઓને પોતાની માયાવડે ભમાવે છે. પાંડવગીતામાં દુર્યોધનનું વચન છે કે હું ધર્મને જાણું છું, છતાં ધર્મમાં મારી પ્રવૃત્તિ થતી નથી, અને અધર્મને પણ જાણું છું તોપણ તેમાંથી મન પાછું હઠતું નથી અને નિવૃત્તિ થતી નથી. હૃદયમાં રહેલો કોઈ દેવ જેમ પ્રેરણા કરે છે તેમ હું કરૂં છઉં. તા-

ત્પર્ય કે સર્વ પ્રવૃત્તિ અંતર્યામીને આધિન છે. એમ છતાં પુરૂષપ્રયત્નનું કંઈ પ્રયોજન નથી, એવી શંકા કરવી નહી; કેમકે પુરૂષપ્રયત્નરૂપે પણ ઈશ્વરજ વર્તે છે. એ પ્રકારના બોધથી એમ સમજવું કે ઇશ્વર પ્રેરણા કરે છે. પણ આત્મા અસંગ છે. એવા જ્ઞાનથીજ મુક્તિ થાય છે, એમ શ્રુતિ અને સ્મૃતિઓ કહે છે, અને ઇશ્વરનું વચન છે કે શ્રુતિ અને સ્મૃતિ મારીજ આજ્ઞા છે. માટે તેને અનુસરીનેજ નિશ્ચય કરવો.

જૂદી જૂદી શ્રુતિઓએ જૂદે જૂદે સ્થળે કહ્યું છે કે 'ઇશ્વરના ભયથી વાયુ વાય છે;' 'આ અક્ષર બ્રહ્મની આજ્ઞામાં સૂર્ય, ચંદ્ર, રહેલા છે;' 'અંદર પ્રવિષ્ટ થયેલા આ ઇશ્વર જીવોના નિયંતા છે;' જગતનો આવિર્ભાવ એટલે ઉત્પત્તિ અને તિરોભાવ એટલે પ્રલય ઇશ્વરથી થાય છે, માટે તે જગતનું કારણ છે. જેમ નકશો ખોલ્યાથી અંદરના ચિત્રો

જોવામાં આવે છે, તેમ ઇશ્વર પોતામાં લય પામેલા સમગ્ર જગતને પ્રાણિઓના કર્મને આધિન થઇ પ્રગટ કરે છે. જેમ નકશો વીટાળવાથી ચિત્ર જણાય નહિ, તેમ પ્રલય કાળે પ્રાણિઓના કર્મના ક્ષયને લીધે ઇશ્વર પોતાનામાં સર્વ જગતનો લય કરે છે. જેમ રાત્રિ અને દિવસ સુષુપ્તિ અને જાગ્રત, નેત્ર ઉઘાડવાં અને બંધ કરવાં, તથા સમાધિ અને સંકલ્પ વિકલ્પ વાળું મન છે, તેની પેઠેજ જગતની ઉત્પત્તિ અને લય થાય છે.

એ પ્રમાણે આવિર્ભાવ અને તિરોભાવશક્તિ વાળો ઇશ્વર છે, છતાં તેથી આરંભવાદ અન પરિણામવાદના પ્રશ્નોનો સંભવ નથી. ઇશ્વર જગતનું આરંભક કારણ છે એમ માનવું તે આરંભ વાદ. નૈયાયિકો આરંભવાદ માને છે. અનેક કારણરૂપ પરમાણુઓનો સંયોગ થવાથી કાર્ય ઉત્પન્ન થાય, જેમકે અનેક તારથી વસ્ત્ર થાય છે. તે આ-

રંભક કારણ છે. ઇશ્વર જગતનું એવું આરંભક કારણ નથી. તેજ પ્રમાણે તે પરિણામી કારણ પણ નથી. સાંખ્યવાદિઓ પરિણામી કારણ માને છે. કારણજ કાર્યરૂપે પરિણામ પામે એમ કહેવું તે પરિણામવાદ છે. સોનાનાં ઘરેણાં થાય છે તથા દુધનું દહીં થાય છે. તેમાં સોનાનું પરિણામ ઘરેણાં છે, અને દુધનું પરિણામ દહીં છે. તે પ્રમાણે ઇશ્વરનું જગત થયું નથી, માટે ઇશ્વર જગતનું પરિણામીકારણ નથી. વેદાંત વિવર્તવાદ માને છે. સ્વસ્વરૂપનો ત્યાગ ન કરતાં અન્ય રૂપે ભાસવું તે વિવર્ત કહેવાય છે, જેમકે દોરડીમાં સર્પ ભાસે. તેજ પ્રમાણે ઇશ્વરમાં જગત ભ્રાંતિથી ભાસે છે, માટે ઇશ્વર જગતનું વિવર્ત કારણ છે.

એકજ ઇશ્વર જડ અને ચેતન બંને જગતનું કારણ છે. તેનો ખુલાસો એ છે કે માયાની ઉપાધિવાળો ઇશ્વર જગતનું કારણ છે, તેથી માયાના

અંશે કરીને જડ જગતનું કારણ ઇશ્વર છે અને ચૈતન્યના અંશ વડે તે ચેતન જગતનું પણ કારણ થાય છે.

---

## બ્રહ્મ અને ઇશ્વરનું વિવેચન.

જગતનું કારણ પરબ્રહ્મ નથી પણ ઇશ્વર છે. જડચેતન પદાર્થોના સંસ્કાર, નિત્ય દેવતારાધન, અને પુણ્યપાપ રૂપી કર્મો, એ વડે તમોગુણપ્રધાન માયોપાધિક પરમાત્મા શરીરાદિ જડ પદાર્થોની કારણતાને પ્રાપ્ત થાય છે, તથા ચિતપ્રધાન પરમાત્મા ચેતન પદાર્થોની કારણતાને પ્રાપ્ત થાય છે, એમ જડ અને ચેતન બંને પદાર્થોનું કારણ પરમાત્મા છે. પણ ઇશ્વર નથી, એમ વાર્તિકકાર સુરેશ્વરાચાર્યજીએ કહેલું છે, એમ જો કોઈ કહેતો તે યોગ્ય નથી સુરેશ્વરાચાર્યજીના કહેવાનો તાત્પર્ય એ છે કે જગતની કારણતાના સંબંધમાં જેમ જીવ કુટસ્થનો અન્યોન્યા-

ધ્યાસ છે તેમ ઇશ્વર અને બ્રહ્મનો અન્યોન્યાધ્યાસ છે. શ્રુતિ કહે છે કે જે બ્રહ્મ સત્ય, જ્ઞાન અને અનંતરૂપ છે, તેજ બ્રહ્મથી આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વિ, વનસ્પતિ, અન્ન અને શરીરો ઉત્પન્ન થયાં છે. એ ઉપરથી ઉપલક વિચારથી બ્રહ્મની કારણતા અને ઇશ્વરની સત્યતાનો ભાસ થાય છે. એ કારણથી અન્યોન્યાધ્યાસનોજ સ્વિકાર કરવો જોઇએ.

જેમ એક કોરૂં વસ્ત્ર બીજા લોહી લગાડેલા વસ્ત્ર સાથે ઘડી કરવાથી તે બંને વસ્ત્ર એકજ હોય તેમ જણાય છે; જેમ મેઘાકાશ અને મહાકાશ વચેનો ભેદ પામર મનુષ્યો જાણી શકતાં નથી; તેમ ઉપલક વિચાર કરનારાઓ બ્રહ્મ અને ઇશ્વર વચેનો ભેદ સમજી શકતા નથી, પણ તેઓ બન્ને એકજ છે, એમ જાણે છે. ઉપક્રમ ઉપસંહારાદિ હેતુ વડે શ્રુતિના તાત્પર્યનો વિચાર કરતાં નિશ્ચય થાય છે કે, બ્રહ્મ અસંગ છે, અને માયો-

પાધિક ઇશ્વર જગતને રચે છે. એક શ્રુતિ બ્રહ્મ અસંગ છે, એમ નિર્ણયપૂર્વક કહે છે, અને બીજી શ્રુતિ કહે છે કે માયાવિ ઇશ્વર જગતને રચે છે, અને તેમાં જીવ માયાથી બંધાયલો રહે છે, તેથી સ્રષ્ટિકર્તા ઇશ્વર છે એ નિશ્ચય છે.



## ઇશ્વરથી જગતની ઉત્પત્તિનો પ્રકાર.

આનંદમય ઇશ્વરે ઇચ્છા કરી કે હું બહુરૂપે થાઉં, તેથી જેમ સુષુપ્તિમાં સ્વપ્ન થાય છે, તેમ ઇશ્વર હિરણ્યગર્ભરૂપ થયા, એમ શ્રુતિ કહે છે. આ સૃષ્ટિ ક્રમવાર રચાઇ અથવા એકજ કાળે સામટી રચાઇ એમ જાણવું, કેમકે શ્રુતિઓમાં એ બંને પ્રકાર જણાવેલા છે. હિરણ્યગર્ભ અથવા સૂત્રાત્મા સર્વ લિંગદેહનો અભિમાની છે, લિંગદેહની ઉપાધિવાળા સર્વ જીવોની

સમષ્ટિરૂપ છે, અને ક્રિયા, જ્ઞાન આદિ શક્તિવાળો છે. જેમ પ્રાતઃકાળના અથવા સાયંકાળના મંદ અંધકારમાં આ લોક અસ્પષ્ટ જણાય છે; જેમ આરવાળા વસ્ત્રમાં માત્ર રૂપરેખા કરવાથી ચિત્ર ઝાંખા જણાય છે અને જેમ ધાન્યના અને શાકભાજીના છોડના અંકુર સર્વત્ર ઘણા સૂક્ષ્મ હોય છે; તેમ હિરણ્યગર્ભની દશામાં આ જગત પણ ઘણું અસ્પષ્ટ, ઝાંખું હોય છે. જેમ સૂર્યોદય થયા પછી પ્રકાશમાં આ લોક સ્પષ્ટ જણાય છે, જેમ રંગ પુરવાથી ચિત્ર સાફ માલમ પડે છે અને અનાજ વીગેરેના છોડ મ્હોટા થાય અને ફળવાળા થાય ત્યારે સ્પષ્ટ દેખાય છે, તેમ હિરણ્યગર્ભ દશામાં સૂક્ષ્મ ભાસતું જગત વિરાટ અવસ્થામાં સ્થૂળતા પ્રાપ્ત કરી સ્પષ્ટ દેખાય છે. એ વિરાટ સ્વરૂપનું વર્ણન ભગવદ્ગીતાના ૧૧ માં અધ્યાયમાં અને પુરૂષસૂક્તમાં આપેલું છે. બ્રહ્માથી માંડીને ઘાસ પર્યંતના સર્વ

પદાર્થો એ વિરાટ સ્વરૂપના અવયવો છે એમ વિદ્વાનોએ કહેલું છે.

---

## સર્વરૂપેશ્વરની ઉપાસના.

ઇશ્વર, હિરણ્યગર્ભ, વિરાટસ્વરૂપ, બ્રહ્મા, વિશ્નુ, રૂદ્ર, ઈંદ્રિ, અગ્નિ, ગણપતિ, ભૈરવ, શિતળાદેવી, યક્ષ, રાક્ષસ, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય, શુદ્ર, ગાય, ઘોડો, મૃગ, પક્ષી, પીપળો, વડ, આંબો જવ, ભાત, ઘાસ જળ, પાષાણ, માટી, કાષ્ટ, વાંસલો, અને કોદાળી એ સર્વમાં ઇશ્વર છે, અને ઇશ્વર બુદ્ધિથી પૂજા કરવાથી તે સર્વ ફળ આપે છે. જે જે ભાવથી પૂજા કરવામાં આવે તે તે પ્રમાણે ફળ પ્રાપ્ત થાય છે. પૂજા કરનાર, પૂજવાના દેવ અને પૂજાના પ્રકાર પ્રમાણે વધારે ઓછું ફળ મળે છે. એ ત્રણેના સાત્વિક, રાજસ અને

તામસ એવા ભેદ છે. તે ભેદને અનુસાર જળ ષમ વિષમ થાય છે.

---

## બ્રહ્મજ્ઞાનથી મુક્તિની પ્રાપ્તિ.

એ પ્રમાણે દેવોની ઉપાસનાથી સંસારી જળની પ્રાપ્તિ થાય છે, પણ જેમ પોતાનું સ્વપ્ન પોતાના જાગ્યા વિના નાશ પામતું નથી, તેમ મુક્તિ તો બ્રહ્મતત્વના જ્ઞાનથીજ થાય છે, બીજી રીતે થતી નથી. મુક્તિ એટલે દ્વૈતરૂપ સંસારની નિવૃત્તિ. અદ્વિતીય બ્રહ્મતત્વમાં ઇશ અને જીવરૂપે ભાસતું ચેતન અને જડરૂપ આ સમગ્ર જગત સ્વપ્ન સમાનજ છે. તેનો નાશ જ્ઞાનથીજ થઇ શકે.

આનંદમય ઇશ્વર અને વિજ્ઞાનમય જીવ એ બન્નેની કલ્પના માયાએ કરેલી છે, અને એ બેએ આ સર્વ જગત કલ્પ્યું છે. 'હું બહુરૂપે થાઉં', એ વિચારથી તે 'ઇશ્વરે જીવરૂપે પ્રવેશ કર્યો' ત્યાં

સુધીની સૃષ્ટિ ઇશ્વરે કલ્પેલી છે; અને જગતથી આરંભી મોક્ષ પર્યંતનો સંસાર જીવે કલ્પેલો છે. જેઓ અદ્વૈત અને અસંગ બ્રહ્મતત્વને જાણતા નથી, તેઓ માયિક જીવ અને ઇશ્વર વિશે વૃથાજ વિવાદ કરે છે. તત્વનિષ્ટ જ્ઞાની પુરૂષોને જોઇને આનંદ માનવો, અજ્ઞાનીને જોઇને કરૂણા બતાવવી, પણ મિથ્યાભિમાની, દાંભિક ભ્રાંતિવાળા પુરૂષોની ઉપેક્ષાજ કરવી તેવા સાથે વિવાદ કરવાની કંઇ જરૂર નથી. વનસ્પતિ અને ઘાસની પૂજા કરનારાઓથી માંડીને યોગ પર્યંત પહોંચેલા પુરૂષો ઇશ્વર વિષે ભ્રાંતિમાં પડેલા છે, અને ચાર્વાકથી સાંખ્ય પર્યંત જાણનારાઓ જીવ વિષે ભ્રાંતિ પામેલા છે; કેમકે તેઓ અદ્વિતીય બ્રહ્મતત્વને જાણતા નથી. એવા સર્વ ભ્રાંત મનુષ્યોને મુક્તિ મળતી નથી અને આલોકનું સુખ પણ મળતું નથી. તેઓ પોતાના મનોરાજ્યની પેઠે પોતાની શ્રેષ્ટતા કે અધમતા માનતા હોય તો

ભલે, પણ તેથી કંઇ લાભ થતો નથી. માટે મુમુક્ષુ પુરૂષોએ જીવ ઇશ્વિરના વિવાદની માથાકુટમાં પડવું નહિ, પણ બ્રહ્મજ્ઞાનનો વિચાર કર્યા કરવો, અને તેજ પ્રાપ્ત કરવું. બ્રહ્મજ્ઞાન મેળવવામાં જીવ ઇશ્વ-રના સ્વરૂપ જાણવાની જરૂર છે ખરી. પણ તે જાણ્યા પછી તેમાંજ ન બુડી જતાં આગળ વધી તત્વનિશ્ચય જરૂર કરવો.

સાંખ્યશાસ્ત્રવાળા કહે છે કે જીવ અસંગ, ચિદ્રૂપ અને વ્યાપક છે. તેવોજ ઇશ્વર છે, એમ યોગવાળા માને છે. એ જીવ અને ઇશ્વર વેદાંતના તત્પદ અને ત્વંપદના શુદ્ધ અર્થરૂપ છે, તોપણ સાંખ્ય અને યોગશાસ્ત્રના સિદ્ધાંતો વેદાંતવાદિઓ માન્ય રાખતા નથી; કેમકે તે બે શાસ્ત્રવાળાઓ જીવ ઇશ્વરનો ભેદ માને છે. વેદાંતવાદિઓ જીવ ઇશ્વિરનો વાસ્તવિક ભેદ માનતા નથી, પણ અદ્વૈ-તનો બોધ કરવા માટે વ્યવહારમાં જીવ ઇશ્વરના

ભેદની માત્ર કલ્પના તેઓએ કરી છે. અનાદિમાયાએ કરી ભ્રાંત થયલા પુરૂષો જીવ ઇશ્વરનો અત્યંત ભેદ માને છે. તે ભેદ મટાડવા માટે તત્ અને ત્વં પદાર્થનું શોધન કરવું જોઇએ. એટલાજ માટે ઘટાકાશ, મહાકાશ, જલાકાશ અને મેઘાકાશનું દ્દષ્ટાંત પાછળ સમજાવવામાં આવ્યું છે. જલાકાશની ઉપાધિ જળ છે, અને તેનો આધાર અતિનિર્મળ મહાકાશ છે. તેજ પ્રમાણે આનંદમય ઇશ્વરની ઉપાધિ માયા છે, અને તેનું અધિષ્ટાન બ્રહ્મ છે, અને વિજ્ઞાનમય જીવની ઉપાધિ બુદ્ધિ છે અને તેનું અધિષ્ઠાન કુટસ્થ છે. એ પ્રમાણે જીવ અને ઇશ્વર ઉપાધિવાળા મિથ્યા છે, પણ બ્રહ્મ અને કુટસ્થ શુદ્ધ ચૈતન્ય સત્ય છે. સાંખ્ય અને યોગશાસ્ત્ર આત્માનો ભેદ, આત્મા અને ઇશ્વરનો ભેદ અને જગતની સત્યતા માને છે. તેઓ એ ત્રણનો ત્યાગ કરે, એટલે આત્માનો અભેદ અને આત્મા તથા

ઇશ્વરનો અભેદ અને જગતનું મિથ્યાપણું સ્વીકારે તો સાંખ્ય અને યોગ અને વેદાંતનો એકમત થાય.

જીવ અસંગ છે, એટલું માત્ર જાણ્યાથી કૃતાર્થતા થતી નથી, અને જગત સત્ય છે, તથા ઇશ્વર ભિન્ન છે, એમ માનવાથી આત્માનું અસંગપણું સંભવતું નથી. પ્રકૃતિ અવશ્ય સંગ ઉત્પન્ન કરે છે, અને ઇશ્વર જીવને પ્રેરણા કરે છે. એમ હોવાથી જીવનો મોક્ષ કેવી રીતે થાયે? માટે અદ્વૈત જ્ઞાનની આવશ્યકતા છે. તે વિના મુક્તિ થાયજ નહિ.

બંધમોક્ષની વ્યવસ્થા માટે આત્માનું અનેક પણું માનવાની કંઈ જરૂર નથી. કેમકે એ વ્યવસ્થા કરવા માટે માયા સમર્થ છે. દુર્ઘટની ઘટના કરવી એ તો માયાનો સ્વભાવજ છે. બંધ અને મોક્ષ મિથ્યા છે. તેમની સત્યતા શ્રુતિ સ્વીકારતી નથી. આત્માની ઉત્પત્તિ નથી, નાશ નથી;

તેને કંઈ બંધન નથી અને સાધના પણ નથી; તે મુમુક્ષુ નથી અને મુકતપણ નથી; એજ પરમાર્થતા એટલે અદ્વૈતપણું છે. માયા નામની કામધેનું છે. જીવ અને ઇશ્વર એ બે તેનાં વાછરડાં છે. તેઓ ઇચ્છા પ્રમાણે દ્વૈતરૂપી દુધનું પાન કરે. પણ તત્ત્વ તો અદ્વૈતજ છે તેને માયા, જીવ અને ઈશ્વર કંઇ બાધ કરી શકતા નથી. જેમ ઘટાકાશ અને મહાકાશનો વાસ્તવિક ભેદ નથી. તેમ કુટસ્થ અને બ્રહ્મનો નામ માત્ર સિવાય બીજો કંઇ ભેદ નથી. તે બંને એકજ છે. સૃષ્ટિ પેહેલાં અદ્વૈત હતું, એમ સાંભળ્યું છે. તેજ અદ્વૈત વર્તમાનકાળમાં છે, અને ભવિષ્યકાળમાં પણ તેજ છે, અને મુક્તિમાં પણ છે, પણ માયા સર્વ જનોને વૃથા ભ્રાંતિમાં નાખે છે.

જ્ઞાની અને અજ્ઞાનીમાં ભેદ એટલોજ છે કે જ્ઞાની પ્રારબ્ધ કર્મને લીધે સંસારમાં સામેલ રહે

છે, તોપણ જ્ઞાનથી તેની ભ્રાંતિ નિવૃત્ત થયલી હોય છે, તેથી પેહેલાનાં જેવો સંસારી પદાર્થોમાં તેને પ્રેમ રહેતો નથી. અજ્ઞાનીનો એવો નિશ્ચય હોય છે કે આ લોક અને પરલોક સર્વ સંસાર સત્ય છે, તેથી અદ્વૈત ભાસતું નથી અને તે છે પણ નહિ. પણ જ્ઞાનીનો નિશ્ચય એથી ઉલટો સ્પષ્ટ જોવામાં આવે છે. પોતપોતાના નિશ્ચયથી 'હું બધ્ધ છું' 'હું મુક્ત છું' એમ તેઓ માને છે.

---

## અદ્વૈતનું અપરોક્ષત્વ અને દ્વૈતનું મિથ્યાત્વ.

અદ્વૈત અપરોક્ષ જણાતું નથી એમ કહેવું યોગ્ય નથી, કેમકે સ્ફુરણરૂપે તે ભાસે છે. બ્રહ્મ સ્વરૂપ બરોબર સમજાયાથી અજ્ઞાન દૂર થાય છે, એટલે સ્વયંપ્રકાશ બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થાય છે. ચૈતન્યતું ભાન દ્વૈતમાં પણ થાય છે, તોપણ દ્વૈત માયામયપણાથી મિથ્યા છે, તેથી પરિશેષ ન્યાયે

ફરી સત્ય અદ્વૈતજ ભાસે છે. સમગ્ર જગત માયાજ છે, તેની રચના અને રૂપ અચિંત્ય છે, એવો નિશ્ચય કર્યાથી સત્ય અદ્વૈતજ બાકી રહે છે એમ જાણવું. જો ફરી દ્વૈતનું સત્યપણું ભાસે તો ફરી તેના મિથ્યાપણાનો વિચાર કરવો. એમ કરવામાં કંઇ પરિશ્રમ થતો નથી. વારંવાર શ્રવણ મનનાદિ કરવાથી દ્વૈતની સત્યતા મટી જાય છે. દ્વૈતમાં ખેદ ઉત્પન્ન થાય અને સંસારી વાસના મટી જાય ત્યાં સુધી એ પ્રમાણે વિચાર કરવો. અદ્વૈતથી સર્વ અનર્થની નિવૃત્તિ થાય છે, તેથી તેમાં તો ખેદ થાયજ નહિ.

અદ્વૈતનું અપરોક્ષ જ્ઞાન થયા છતાં ક્ષુધા અને તૃષા પૂર્વના જેવીજ કાયમ રહે છે એ વાત ખરી, પણ તેથી કંઇ હરકત નથી. એ ધર્મો અહંકારના છે, પણ ચિદાત્માના નથી. જો તાદાત્મ્યાધ્યાસે કરી અહંકારના ધર્મોનો ચિદાત્મામાં પ્રસંગ

આવે તો તેવો તાદાત્મ્યાધ્યાસ કરવો નહિ. પણ સર્વદા અહંકાર અને ચિદાત્માનો વિવેક કરી અનર્થની નિવૃત્તિ કરવી. દઢવાસનાને લીધે અભ્યાસ ઝટ થઇ આવે છે, માટે વિવેકની દઢવાસના કરવા માટે વિવેકની આવૃત્તિ સદા કર્યા કરવી. વિવેક કર્યા છતાં દ્વૈતનું મિથ્યાત્વ યુક્તિથી જણાય છે, પણ અનુભવમાં આવતું નથી, એમ કહેવું વાસ્તવિક નથી. દ્વૈતની રચના અચિંત્ય છે તે વાત સર્વના અનુભવમાં આવે છે. ચિદાત્મા પણ અચિંત્ય રચનાવાળા છે, પણ તે નિત્ય છે. તેનો પ્રાગભાવ અનુભવમાં આવતો નથી, તેથી તે મિથ્યા નથી, પણ દ્વૈત તો મિથ્યાજ છે, કેમકે તેની ઉત્પત્તિ છે, અને તેનો પ્રાગભાવ (પ્રથમથીજ અભાવ) ચૈતન્યના અનુભવમાં આવે છે. ચૈતન્ય પ્રત્યક્ષ છે. તેનાથી અન્યનું એટલે દ્વૈતનું મિથ્યાપણું અનુભવમાં આવે છે, માટે અદ્વૈત અપરોક્ષ નથી

એમ કહી શકાયજ નહિ. એમ છતાં કેટલાક પુરૂષો વેદાંતના અર્થનો યથાર્થ વિચાર કરી શકતા નથી અને અસંતુષ્ટ રહે છે. તેમાં તેમની બુદ્ધિનો દોષ છે.

---

## તત્વજ્ઞાનનું ફળ અને હૃદયગ્રંથિનું નિરૂપણ.

ઉપર પ્રમાણે તત્વનો વિચાર કર્યા પછી હવે તત્વજ્ઞાનથી શું ફળ થાય છે, તે કહેવામાં આવે છે. શ્રુતિમાં કહેલું છે કે જ્ઞાનીઓની સર્વ કામના છુટી જાય છે અને હૃદયની ગ્રંથીઓ ભેદાય છે. એ પ્રમાણેનું ફળ પ્રત્યક્ષ જણાય છે. ગ્રંથી એટલેજ કામના. અવિવેકથી અહંકાર અને ચિદાત્માને એક માનવામાં આવે અને મને આ મળો, અને તે મળો, એવી જે ઇચ્છા થાય તેજ કામના છે. અહંકાર અને ચિદાત્માની એકતા નથી, પણ બન્ને

પ્રથક છે, એમ જે પુરૂષ જાણે અને એમ હૃદય ગ્રંથિ તુટી જાય તો પછી તે કરોડો વસ્તુની ઇ-ચ્છા કરે તોપણ તેને જ્ઞાનમાં કે મોક્ષમાં કંઇ બાધ નડતો નથી. જેમ તત્વજ્ઞાન થયાં છતાં પણ પાપ અધિક હોયતો સંતોષ થતો નથી, તેમ ગ્રંથિભેદ થયા છતાં પણ પ્રારબ્ધના દોષને લીધે ઇચ્છા થ-વાનો સંભવ છે. જેમ દેહમાં રહેલા વ્યાધિથી અને વૃક્ષ આદિના જન્મ નાશથી ચૈતન્યરૂપ આત્માને કંઈ બાધ નથી, તેમ અહંકારમાં રહેલી ઇચ્છાદિએ કરીને પણ ચિદ્રૂપ આત્માને કંઇ હાનિ નથી. વ્યાધિ એ દેહના ધર્મ છે, જન્મ નાશ વૃક્ષાદિને છે, અને ઇચ્છા અહંકારનો ધર્મ છે. પણ ચિદા-ત્મા એ બધા ધર્મથી રહિત, અસંગ અને ત્રણે કાળમાં એકરૂપ છે, એ પ્રકારનું જે જ્ઞાન તેજ ગ્રંથિભેદ કહેવાય છે, અને તેથીજ મોક્ષની પ્રા-પ્તિ થાય છે.

મૂઢ પુરૂષો એ હૃદયગ્રંથિ જાણતા નથી. જ્ઞાની અને અજ્ઞાનીનો ભેદ ગ્રંથિ અને તેના ભેદને લીધેજ છે. દેહ, ઇંદ્રિય, મન અને બુદ્ધિની પ્રવૃત્તિ અને નિવૃત્તિ જ્ઞાની અને અજ્ઞાનીની જરાપણ વિષમ નથી. જ્ઞાની પ્રાપ્ત થયેલાં દુઃખનો દ્વેષ કરતો નથી અને નિવૃત્ત થયલાં સુખાદિની ઇચ્છા કરતો નથી, પણ ઉદાસીનની પેઠે રહે છે. એજ ગ્રંથિનો ભેદ કહેવાય છે.

જ્ઞાની દેહાદિ કાર્ય કરવામાં અશકત થતા નથી. જડભરત આદિની અપ્રવૃત્તિ પુરાણોમાં કહેલી છે, પણ તેઓ ભોજન આદિ ત્યજીને કાષ્ટ પાષાણની પેઠે રહેતા હતા. એમ કોઈ ઠેકાણે કહેલું નથી, પણ તેઓ સંગથી ભય પામી ઉદાસીન થઇને રહ્યા હતા, એમ જણાવેલું છે. સંગથીજ લોકમાં મનુષ્ય બંધાય છે. નિઃસંગ પુરૂષ સુખ ભોગવે છે. માટે સુખની ઇચ્છા રાખનારે સર્વદા સંગનો ત્યાગ

કરવો. મૂર્ખ માણસો શાસ્ત્રોનું રહસ્ય જાણે નહિ તે તત્વવેત્તા વિષે ગમે તેમ બોલે, પણ તત્વજ્ઞાનીનો નિર્ણય વેદાંતસિદ્ધાંતને અનુસરીનેજ કરવો.

---

## વૈરાગ્ય, જ્ઞાન અને ઉપરતિનું વર્ણન.

એ સંબંધમાં વેદાંતસિદ્ધાંત એવો છે કે વૈરાગ્ય, જ્ઞાન અને ઉપરમ પરસ્પર સહાયક છે. ઘણું કરીને તેઓ સાથેજ રહે છે. પણ કોઇ કોઇમાં તે જૂદા જૂદા પણ હોય છે. તેમનાં કારણ, સ્વરૂપ અને કાર્ય તથા ફળ ભિન્નભિન્ન છે. શાસ્ત્રના અર્થનું વિવેચન કરનારાઓએ તેમનો ભેદ યથાર્થ રીતે જાણવો જોઇએ.

વિષયોમાં દોષદૃષ્ટિ થવી એ વૈરાગ્યનું કારણ છે. વિષયમાં ત્યાગની ઇચ્છા થવી તે વૈરાગ્યનું સ્વરૂપ છે, અને ત્યજી દીધેલા વિષયોના ભોગમાં

આસક્તિ નહિ થવી તે વૈરાગ્યનું ફળ છે. શ્રવણ, મનન અને નિદિધ્યાસન એ ત્રણ જ્ઞાનનાં કારણ છે. સત્પદાર્થ અને મિથ્યા પદાર્થનો વિવેક થવો તે જ્ઞાનનું સ્વરૂપ છે, અને હૃદયગ્રંથિની ફરી ઉત્પત્તિ ન થવી એ જ્ઞાનનું ફળ છે. યમ, નિયમ આદિ ઉપરમનાં કારણ છે. ચિત્તનિરોધ ઉપરતિનું સ્વરૂપ છે અને વ્યવહારનો ક્ષય થવો એ ઉપરતિનું ફળ છે. એ પ્રમાણે એ ત્રણેનો ભેદ છે.

વૈરાગ્ય, જ્ઞાન, અને ઉપરમ એ ત્રણમાં જ્ઞાન મુખ્ય છે, કેમકે સાક્ષાત મોક્ષ જ્ઞાનથીજ મળે છે. વૈરાગ્ય અને ઉપરતિ જ્ઞાનમાં સહાયક એટલે જ્ઞાનના સાધન છે. જો વૈરાગ્ય, જ્ઞાન અને ઉપરતિ અત્યંત પકવ થયાં હોય તો મ્હોટા તપનું ફળ સમજવું. પણ પાપકર્મને લીધે કોઇમાં એક ન્યુન તો કોઇમાં બે ન્યુન હોય છે. ખરા પુણ્યવાનમાંજ એ ત્રણે સાથે હોય છે.

જે મુમુક્ષુ પુરૂષમાં વૈરાગ્ય અને ઉપરતિ પૂર્ણ હોય, પણ જ્ઞાનનો પ્રતિબંધ થયો હોય તો, તેને મોક્ષ મળતો નથી, પણ તપોબળથી તેને પુણ્ય લોકની પ્રાપ્તી થાય છે. જેને તત્વજ્ઞાન થયું હોય, પણ વૈરાગ્ય અને ઉપરમ થયા ન હોય, તેનો મોક્ષ તો નિશ્ચય થાય છે, પણ તેના દુઃખનો નાશ થતો નથી, અને તેને જીવનમુક્તિનું સુખ અને શાંતિ મળતાં નથી.

બ્રહ્મલોકનાં સુખમાં પણ તૃણ જેવી તુચ્છ બુદ્ધિ થવી એ વૈરાગ્યનો અવધિ મનાય છે. દેહમાની આત્મ બુદ્ધિ મટી પરમાત્મામાં આત્મબુદ્ધિ દૃઢ થાય ત્યારે સંપૂર્ણ જ્ઞાન થયું એમ સમજવું; અને સુષુપ્તિની પેઠે જાગૃતમાં પણ સર્વ પદાર્થોનું વિસ્મરણ થવું એ ઉપરમની સીમા જાણવી. એજ પ્રમાણે અવાંતર ન્યૂનાધિકપણાનો નિશ્ચય કરવો.

પ્રારબ્ધ કર્મો અનેક પ્રકારનાં હોય છે, તેને

લીધે જ્ઞાનીઓનું વર્તન જૂદાજૂદા પ્રકારનું જોવામાં આવે. તે ઉપરથી પંડિતોએ શાસ્ત્રોના અર્થ વિષે ભ્રાંતિમાં પડવું નહિ, અને જ્ઞાનીઓના આચરણ ઉપર નહિ, પણ તેમના જ્ઞાન ઉપર દૃષ્ટિ કરી તેમના મોક્ષ વિષે અંદેશો લેવો નહિ. તેઓ પોતાના પ્રારબ્ધકર્મોને અનુસારે જેમ વર્તાય તેમ વર્તે. જ્ઞાન અને મુક્તિ તો સર્વને સમાન છે, એજ વેદાંત સિદ્ધાંત છે.

આ ચિત્રદીપ પ્રકરણનું તાત્પર્ય એ છે કે જેમ એક ચિતારો શુદ્ધ વસ્ત્રમાં ચિત્ર કહાડે છે, તેમ બ્રહ્મમાં માયાએ આ જગતરૂપી ચિત્ર કલ્પેલું છે. તે જગતની ઉપેક્ષા કરવી, એટલે જગત સત્ય નથી, પણ બ્રહ્મજ સત્યજ છે એવી બુદ્ધિ કરવી. જે મુમુક્ષોઓ આ ચિત્રદીપનું શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી નિત્ય અનુસંધાન કર્યા કરે, તેમને આ દૃશ્યમાન જગત મિથ્યા ભાસે છે, અને પૂર્વની પેઠે તેમને મોહ થતો નથી.

# પ્રકરણ ૭ મું.



## તૃપ્તિદીપ.

ગયા પ્રકરણમાં તત્વજ્ઞાન યથાર્થ રીતે દર્શાવવામાં આવ્યું છે. એ બ્રહ્મજ્ઞાન જે પુરૂષ પ્રાપ્ત કરે તેને સંપૂર્ણ તૃપ્તિ એટલે સંતોષ થાય છે. તેને કંઇ પણ દુઃખ કે ઇચ્છા રહેતી નથી. તે પુરૂષ જીવનમુક્ત કહેવાય છે. એ જીવનમુક્તિ સંબંધીની એક શ્રુતિનું વિવેચન આ અધ્યાયમાં સારી રીતે કરવામાં આવે છે.'

તે શ્રુતિ આ પ્રમાણે છે—'પુરૂષ આત્માને જાણે કે આ હું છું, તો તે શાની ઇચ્છા કરે, અને કોને માટે શરીર પાછળ સંતાપ કરે.

ચિત્રદીપમાં કહેવામાં આવ્યું છે કે, જીવ અને ઇશ્વરને માયા રચે છે, તેથી તે બન્ને કલ્પિત

છે, અને તેમણે સર્વ જગતને કલ્પ્યું છે. ઈક્ષણથી પ્રવેશ પર્યંતની સૃષ્ટિ ઈશ્વરે કલ્પેલી છે, અને જાગૃતાદિથી માંડીને મોક્ષ પર્યંતનો સંસાર જીવે કલ્પેલો છે. જે કુટસ્થ, અસંગ, ચિત્રુપ અને ભ્રમના અધિષ્ટાન એટલે આધારભૂત આત્મા છે, તે અન્યોન્યના અધ્યાસથી પારમાર્થિક સંબંધ રહિત બુદ્ધિમાં રહેવાથી જીવ કહેવાય છે. ઉપલી શ્રુતિમાં જે પુરૂષ કહ્યો છે તે એ જીવ છે. એટલે કુટસ્થ ચૈતન્ય સહિત ચિદાભાસ તે જીવ. મોક્ષાદિમાં અધિષ્ટાનવાળો એવો જીવજ અધિકારી થાય છે. કેવળ ચિદાભાસને તેવો અધિકાર થતો નથી, કેમકે અધિષ્ટાન રહિત ભ્રાંતિ કોઈપણ સ્થળમાં જોવામાં આવતી નથી.

કુટસ્થ અને ચિદાભાસ એ બે પ્રથક છે. જીવ જ્યારે ચિદાભાસનો આશ્રય લે છે, ત્યારે તે એવું અભિમાન કરે છે, કે હું સંસારી છું, પણ

જ્યારે તે ચિદાભાસનો તિરસ્કાર કરી કુટસ્થની પ્રધાનતા સ્વિકારે છે, ત્યારે તે જાણે છે કે હું અસંગ, ચિદાત્મા છું. અસંગ ચિદાત્માને 'હું' એવો પ્રત્યય ઘટે નહિ, તેથી હું અસંગચિદાત્મા છું એમ જીવ કેમ જાણે? એવી શંકાનો ખુલાસો એ છે કે મુખ્ય વૃત્તિએ કરીને નહિ પણ લક્ષણાવૃત્તિથી કુટસ્થ હું પ્રત્યયનો વિષય થાય છે. હું એ શબ્દના ત્રણ પ્રકારના અર્થ થાય છે, એક મુખ્ય અને બે ગૌણ. કુટસ્થ અને ચિદાભાસનું સ્વરૂપ અન્યોન્યાધ્યાંસે કરી એકતાને પામે છે, ત્યાં હુંનો મુખ્ય અર્થ થાય છે, અને તેનો પ્રયોગ અવિવેકી માણસો કરે છે; પણ કુટસ્થ અને ચિદાભાસને જ્યારે પ્રથક પ્રથક માનવામાં આવે, ત્યારે એ શબ્દના ગૌણ અર્થ થાય છે, અને તેનો પ્રયોગ તત્વવેત્તા પુરૂષો લૌકિક વ્યવહારમાં તથા વૈદિક વ્યહહારમાં અનુક્રમે કરે છે.

જ્ઞાની મનુષ્ય લૌક વ્યવહારમાં બોલે કે હું જાણું છું. ત્યાં તે કુટસ્થથી ચિદાભાસને પ્રથક કરી કહેવા ઇચ્છે છે; પણ તેજ તત્વજ્ઞાની જ્યારે શાસ્ત્રીય દ્રષ્ટિથી કહે કે, હું અસંગ છું, હું ચિદાત્મા છું, ત્યારે તે કેવળ કુટસ્થ વિષે હું શબ્દનો પ્રયોગ કરે છે.

જ્ઞાનીપણું અને અજ્ઞાનીપણું ચિદાભાસને છે, પણ આત્માને નથી. તેમ છતાં હું કુટસ્થ છું એમ ચિદાભાસ કેમ જાણે ? એ શંકાનો ખુલાસો એ છે, કે એવો દોષ અત્રે લાગુ પડતો નથી; કેમકે ચિદાભાસ કુટસ્થરૂપ એક સ્વભાવવાળો છે. તેઓ કંઈ ભિન્ન નથી. આભાસ મિથ્યા છે, તેથી કુટસ્થપણુંજ બાકી રહે છે. હું કુટસ્થ છું એ પ્રકારનું ચિદાભાસનું જ્ઞાન પણ મિથ્યાજ છે. એવા મિથ્યા જ્ઞાનથી મિથ્યા સંસારની નિવૃત્તિ નક્કી થાય છે, કેમકે લૌકિક જનો કહે છે કે

જેવો યક્ષ, તેવું બલિદાન. એ કારણથી કુટસ્થ સહિત જે આભાસ પુરૂષ છે, તે કુટસ્થને પ્રથક કરીને, હું કુટસ્થ છું, એમ જાણવાને સમર્થ થાય છે એમ શ્રુતિ કહે છે.

પ્રથમ કહેલી શ્રુતિમાં 'આ હું છું' એ શબ્દો છે. તેમાં 'આ' શબ્દ મુકવાનો હેતુ એવો છે કે એથી આત્માનું જ્ઞાન સંશય અને વિપરીત ભાવના રહિત થાય. જેમ દેહમાં જ્ઞાન થાય છેકે હું મનુષ્ય છું, તેમ જે પુરૂષને પ્રત્યગાત્મા વિષે જ્ઞાન થાય કે હું બ્રહ્મ છું, ત્યારે તે પુરૂષ ઇચ્છા ન છતાં પણ મુક્તિને પામે છે. આ એ શબ્દે કરીને અપરોક્ષ પણું બતાવેલું છે, કેમકે સ્વયંપ્રકાશ ચૈતન્ય સદા અપરોક્ષ છે. પરોક્ષપણું અને અપરોક્ષપણું તથા જ્ઞાન અને અજ્ઞાન એ વિરૂદ્ધ ધર્મોનું જોડ કું જેમ દશમાં પુરૂષમાં છે, તેમ નિત્ય અપરોક્ષ આત્મામાં પણ છે. એ દશમા પુરૂષની હકીકત

હવે સમજાવવામાં આવશે.

---

## દશમા પુરૂષની અને જીવની સાત અવસ્થાઓ.

દશ મૂર્ખ મનુષ્યો બીજે ગામ જતા હતા. માર્ગમાં નદી આવી તેમાં પાણી ઘણું હોવાથી બધા તરીને પાર ગયા. પછી તેમને સંશય થયો કે આપણામાંથી કોઇ નદીમાં બુડી ગયો તો નથી? ત્યારે તેમાના એક જણે બધાને હારમાં ઉભા રાખ્યા, અને તેમને ગણ્યા, તો તે નવ થયા. ગણનારે પોતાને ગણ્યો નહિ. તે નવને જોતો હતો છતાં ભ્રાંતિથી તેણે જાણ્યું નહિ કે દશમો હું પોતે છું. તેણે કહ્યું કે આપણામાંનો એક બુડી મુઓ છે. દશમો નથી. એ અજ્ઞાનનું સ્વરૂપ છે અને પેહેલી અવસ્થા છે.

નવ જણે દશમાને પૂછ્યું કે દશમો કેમ નથી? ત્યારે તેણે કહ્યું કે દશમો ભાસતો નથી, તેથી તે નથી. એ અજ્ઞાનનું કાર્ય આવરણ છે, એમ વિદ્વાનો કહે છે. એ બીજી અવસ્થા છે. દશમો નદીમાં બુડી મુઓ એમ તેમણે જાણ્યું, ત્યારે નવ જણ અને તેમને ગણનારો બધા રૂદન કરવા લાગ્યા. એ રૂદન આદિને પંડિતો અજ્ઞાનનું કાર્ય વિક્ષેપ કહે છે. એ ત્રીજી અવસ્થા છે. તે બધાને રડતા જોઈ કોઇ બીજા સમજુ માણસે તેમને રડવાનું કારણ પુછ્યું, ત્યારે તેમણે કહ્યું કે અમારામાંનો દશમો પુરૂષ નદીમાં ડુબી મુઓ છે, તેથી રડીએ છીએ. તે સમજુ માણસે જોયું કે દશ જણ ત્યાં હાજર છે, છતાં દશમો નથી એમ કહે છે તે તેમની ભૂલ છે. તેણે તેમને કહ્યું, કે તમે ફરી ગણી જુઓ. ત્યારે દશમા પુરૂષે નવને ગણ્યા, અને પોતાને ગણ્યો

નહિ, અને કહ્યું કે જુઓ નવ છે, દશમો નથી. સમજુ માણસે ધાર્યું કે આ મૂર્ખ માણસો છે. તેણે તેમને કહ્યું, કે તમારો દશમો પુરૂષ મુઓ નથી, પણ છે. તે સાંભળી સ્વર્ગાદિ લોકનું નામ સાંભળવાથી તે છે એવી ખાત્રી થાય છે, તેમ તે નવજણે પરોક્ષપણે જાણ્યું કે દશમો છે. એ પરોક્ષ જ્ઞાન કહેવાય છે, અને એ ચોથી અવસ્થા છે. પેલા મૂર્ખાઓ બોલ્યા કે દશમો કયાં છે ? ત્યારે સમજુ માણસે તેમને કહ્યું કે તમો બેસી જાઓ, હું તમને દશમો બતાવું છું, એમ કહી પ્રથમ તેણે નવને ગણ્યા, અને પછી દશમાને ગણી બતાવ્યું કે તું દશમો છે. ત્યારે તેમણે દસમાને અપરોક્ષ રીતે એટલે પ્રત્યક્ષ જાણ્યો. એ અપરોક્ષ જ્ઞાનનું સ્વરૂપ છે, અને એ પાંચમી અવસ્થા છે. જ્યારે તેમણે દશમાને પ્રત્યક્ષ જોયો ત્યારે તેમણે રડવું અને શોક કરવાનું મૂકી દીધું.

એ શોકમોક્ષની છઠ્ઠી અવસ્થા છે. પછી તેમને ઘણોજ આનંદ થયો. એ સાતમી અવસ્થા નિરંકુશ તૃપ્તિની છે.

ઉપરના દૃષ્ટાંતમાં બતાવ્યા પ્રમાણે જીવની પણ સાત અવસ્થા છે. અજ્ઞાન, આવરણ, વિક્ષેપ, પરોક્ષ જ્ઞાન, અપરોક્ષ જ્ઞાન, શોકનિવૃત્તિ અને તૃપ્તિ એ સાત અવસ્થા ચિદાભાસની છે. એ ચિદાભાસ સંસારમાં આસકતચિતવાળો હોવાથી પોતાના વાસ્તવરૂપ સ્વપ્રકાશ કુટસ્થને કોઇ કાળે જાણતો નથી. તે કોઇ પ્રસંગે બોલે છે, કે કુટસ્થ ભાસતો નથી, તેથી તે નથી. કર્તા ભોક્તા હું છું, એ પ્રમાણે તે વિક્ષેપને પ્રાપ્ત થાય છે. પછી ગુરૂની વાતથી કુટસ્થ છે, ઇત્યાદિ પરોક્ષપણે તે જાણે છે, અને વિચાર કરવાથી હુંજ કુટસ્થ છું એમ પાછળથી તેને અપરોક્ષ જ્ઞાન થાય છે અને કર્તા ભોક્તા હું છું એવો શોક ત્યાગ કરે છે. એ

પછી તે સંતોષ માને છે કે મેં કરવા યોગ્ય કર્યું છે અને પ્રાપ્ત કરવા યોગ્ય પ્રાપ્ત કર્યું છે.

એ સાત અવસ્થામાં જીવના બંધ મોક્ષ રહેલા છે. તેમાની પ્રથમ ત્રણ અવસ્થા અજ્ઞાન, આવરણ અને વિક્ષેપ બંધન કરવાવાળી છે. 'હું જાણુતો નથી' એવા ઉદાસીન વ્યવહારનું જે કારણ છે, અને આત્મતત્વનો વિચાર થતાં સુધી જે રહે છે, તે અજ્ઞાન કહેવાય છે. શાસ્ત્રવિરૂદ્ધ વિચાર કરી કહેવું કે 'કુટસ્થ નથી અને તે ભાસતોએ નથી' એ આંવરણનું સ્વરૂપ છે, અને વિપરીત વ્યવહાર કરવો તે આવરણનું કાર્ય છે. સ્થૂળ સૂક્ષ્મ દેહ સહિત જે ચિદાભાસ તે વિક્ષેપ છે. અને કર્તાપણા આદિના અભિમાનથી શોક કરવો તથા સંસારમાં મારૂં તારૂં કરવું, એ વિક્ષેપનું કાર્ય છે, અને તે જીવને બંધનકર્તા છે.

અજ્ઞાન અને આવરણ વિક્ષેપના પેહેલાં

વિદ્યમાન છે; તોપણ તે બે વિક્ષેપનીજ અવસ્થા છે, આત્માની નથી. વિક્ષેપની ઉત્પત્તિ પહેલાં પણ વિક્ષેપનો સંસ્કાર છે, તેથી અજ્ઞાન અને આવરણને ચિદાભાસની અવસ્થા કહેવામાં કંઇ વિરૂદ્ધ નથી. એ બે અવસ્થાનું અધિષ્ઠાન બ્રહ્મ છે, માટે તે બ્રહ્મની અવસ્થા છે એવી શંકા કરવી નહિ; કેમકે સાતે અવસ્થાનો આરોપ બ્રહ્મમાંજ કરેલો છે. પણ બ્રહ્મ અસંગ છે તેથી તે અવસ્થા બ્રહ્મની હોઇ શકે નહિ પણ જીવનીજ છે. હું સંસારી છું, જ્ઞાની છું, શોકરહિત છું, સંતુષ્ટ છું, એ રીતની ઉત્તરાવસ્થા જીવની છે, બ્રહ્મની નથી. તેજ પ્રમાણે હું અજ્ઞાની છું, બ્રહ્મની સત્તા અને ભાન મારા અનુભવમાં આવતાં નથી, એ પ્રમાણેની પૂર્વની અજ્ઞાન અને આવરણ નામની અવસ્થા પણ જીવની છે, એમ નક્કી જાણવું.

અજ્ઞાનનું અધિષ્ઠાન બ્રહ્મ છે, તેથી બ્રહ્મ

અજ્ઞાનનો આશ્રય કહેવાય છે. પણ અજ્ઞાન અવસ્થા તો જીવનીજ છે, કેમકે અજ્ઞાનમાં જીવ અભિમાન ધરે છે.

ચોથી અવસ્થા પરોક્ષ જ્ઞાનની અને પાંચમી અવસ્થા અપરોક્ષ જ્ઞાનની છે. એ બે પ્રકારના જ્ઞાનથી અજ્ઞાનનો નાશ થાય છે અને 'કુટસ્થ ભાસતો નથી' અને 'કુટસ્થ છે નહિ,' એ અજ્ઞાનકૃત બે પ્રકારના આવરણ પણ નાશ પામે છે. 'કુટસ્થ નથી' એ અસત્તારૂપ આવરણનો નાશ પરોક્ષ જ્ઞાનથી થાય છે, અને અપરોક્ષ જ્ઞાનથી 'કુટસ્થ ભાસતો નથી' એ અભાનરૂપ આવરણનો નાશ થાય છે.

એ બે પ્રકારના જ્ઞાનનું ફળ એ થાય છે કે જીવપણાનો આરોપ નાશ પામે છે, કર્તા ભોક્તાપણાનું અભિમાન મટી જાય છે, અને શોકરૂપ સંસારની નિવ્રતિ થઈ જાય છે. એ શોકનાશની

છઠ્ઠી અવસ્થા છે. સંસારની નિવૃત્તિ થયાથી પોતાનું નિત્ય મુક્તપણું જીવને ભાસે છે, અને ફરીથી સંસારનું અભિમાન ઉત્પન્ન થતું નથી, તેથી તેને નિત્ય તૃપ્તિ રહે છે. એ જીવની સાતમી અવસ્થા છે.

'પુરૂષ આત્માને જાણે' એ ઉપર કરેલી શ્રુતિનું તાત્પર્ય એ છે કે અપરોક્ષ જ્ઞાન અને શોકનિવૃત્તિ એ બે અવસ્થા જીવની છે, તે સ્પષ્ટ દર્શાવવા માટે વચેની બીજી અવસ્થાનું પણ નિરૂપણ કરવામાં આવ્યું છે.

આત્માનું અપરોક્ષપણું કહેવામાં આવ્યું છે, તેથી તેનું પરોક્ષપણું ન હોવું જોઇએ, એવી શંકા કરવી નહિ; કેમકે તે અપરોક્ષપણું બે પ્રકારથી છે. આત્માના સ્વપ્રકાશપણાથી તથા બુદ્ધિથી પણ તેવો અનુભવ થાય છે, તેથી એવા બે પ્રકાર છે. બ્રહ્મ સ્વપ્રકાશ છે, એવું જ્ઞાન પરોક્ષ જ્ઞાનના સમયે પણ થાય છે. સ્વપ્રકાશપણું પરોક્ષ અને

અપરોક્ષ જ્ઞાન સમયે સમાન છે, તેથી આત્મા અપરોક્ષ છતાં તેના પરોક્ષ જ્ઞાનનોપણ સંભવછે.

'હું બ્રહ્મ છું' એવું જ્ઞાન ન થાય, પણ 'બ્રહ્મ છે' એટલું જાણવામાં આવે તો તે પરોક્ષ જ્ઞાન કહેવાય છે. તે ભ્રાંતિવાળું નથી, કેમકે તેના બાધનું નિરૂપણ કરવામાં આવ્યું નથી. 'બ્રહ્મ નથી' એવું કોઇ પ્રમાણ વાક્ય હોય તો પરોક્ષ જ્ઞાનનો બાધ જરૂર થાય, પણ તેવું પ્રબળ પ્રમાણ જોવામાં આવતું નથી, તેથી પરોક્ષ જ્ઞાનનો બાધ થતો નથી. પરોક્ષ જ્ઞાનથી બ્રહ્મના અસદ્‌ભાવની નિવૃત્તિ થાય છે અને અપરોક્ષ જ્ઞાનથી બ્રહ્મની અપ્રતીતિની નિવૃત્તિ થાય છે. જેમ દશમો પુરૂષ છે એ પરોક્ષ જ્ઞાન ભ્રાંતિ રહિત છે, તેમ બ્રહ્મ છે એવું જ્ઞાન પણ ભ્રાંતિ રહિત છે. અજ્ઞાનનું આવરણ બન્નેમાં સમાન છે.

---

## અપરોક્ષ જ્ઞાનનું પ્રતિપાદન.

દશમા પુરૂષના દૃષ્ટાંતમાં જેમ 'દશમો તું છે,' તેમ 'આત્મા બ્રહ્મ છે', એ વાકયના અર્થનો સંપૂર્ણ વિચાર કર્યાથી બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થાય છે. દશમો કોણ છે ? એ પ્રશ્નના ઉત્તરમાં દશમો તુંજ છે, એમ જણાવ્યાથી પોતાની સાથે બધાને ગણી જોવાથી પોતે દશમો છે એમ જાણે છે. હું દશમો છું એ વાકયથી ઉત્પન્ન થયલું દશમાનું જ્ઞાન નાશ પામતું નથી. એક છેડેથી, વચ્ચેથી અને બીજે છેડેથી ગણતા પણ દશમાને કંઇ સંશય થતો નથી. તેમજ 'સદેવ' એ શ્રુતિ વચનથી બ્રહ્મ છે એમ પરોક્ષપણે જાણીને 'તે તું છે' એ મહા વાક્યથી બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો. વારંવાર વિચાર કર્યાથી તે જ્ઞાનમાં ફેર પડતો નથી, પણ અપરોક્ષપણું દૃઢ થાય છે.

તૈતરીય ઉપનિષદમાં કહેલું છે, કે જગતની

ઉત્પત્તિ આદિનું કારણ બ્રહ્મ છે, એમ ભૃગુઋષિએ પૂર્વે પોતાના પિતા પાસેથી શ્રુતિના વચનથી પરોક્ષપણે જાણ્યું હતું. પછી શ્રુતિના વચનનો વિચાર કરવાથી બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન તેને થયું હતું. ભૃગુઋષિને તેના પીતાએ 'તે તું છે' એ મહાવાક્યનો ઉપદેશ કર્યો નહિ હતો, તોપણ અન્નમય, પ્રાણમય આદિ પંચકોશની સમજ પાડી હતી. પંચકોશનો વારંવાર સારી રીતે વિચાર કરવાથી આનંદમય આત્માનું જ્ઞાન થાય છે, અને બ્રહ્મના લક્ષણ પણ આત્મામાં છે, અને આત્મા તેજ બ્રહ્મ છે, એમ જણાવ્યું છે, તેથી બ્રહ્મજ્ઞાન પણ થાય છે. ઘણી શ્રુતિઓમાં બ્રહ્મના સ્વરૂપનાં લક્ષણ જણાવ્યાં છે, તે પરથી પ્રથમ પરોક્ષ જ્ઞાન થાય છે અને પછી મહાવાક્યોના અર્થનો વિચાર કર્યાથી અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે વાક્યવૃત્તિમાં શ્રીમદ્ શંકરાચાર્યે પણ કહેલું છે,

તેથી બ્રહ્મના અપરોક્ષ જ્ઞાન માટે વિવાદજ નથી. અંતઃકરણની ઉપાધિવાળો ચિદાત્મા જે હું એવી વૃત્તિથી ભાસે છે, તે ત્વં (તું) પદનો વાચ્યાર્થ છે, અને જે માયાની ઉપાધિવાળો જગતનું કારણ છે, સર્વજ્ઞતા આદિ લક્ષણવાળો છે, પરોક્ષતારૂપ ધર્મ-વાળો છે, તથા સત્યાદિ સ્વરૂપ છે, તે તત્ (તે) પદનો વાચ્યાર્થ છે.

એકજ પદાર્થમાં પરોક્ષતા અને અપરોક્ષતા તથા પૂર્ણતા અને અપૂર્ણતા એવા વિરૂદ્ધ ધર્મો હોય, તો ત્યાં લક્ષણાવૃત્તિથી અર્થ કરવો. પરમાત્માનો બોધ લક્ષણાવૃત્તિથીજ થાય છે. 'તે આ દેવદત્ત છે' ઇત્યાદિ વાક્યોમાં રહેલા પદોની પેઠે 'તે તું છે' ઇત્યાદિ વાક્યોમાં ભાગત્યાગલક્ષણા માનવી, બીજી નહિ. મહાવાક્યોનો અર્થ કરવામાં વિશેષણયુક્ત વાક્યનો અર્થ વિદ્વાનોને સંમત નથી. પણ તેમણે ત્રણ ભેદરહિત અખંડ એકરસ વસ્તુ

માત્રરૂપેજ વાક્યનો અર્થ સ્વીકાર્યો છે. જે પ્રત્યગાત્મા ભાસે છે તે અદ્વિતીય આનંદરૂપ પરમાત્મા છે, અને અદ્વિતિય આનંદરૂપ પરમાત્મા છે તે પ્રત્યગાત્મા છે. એ પ્રમાણે બન્નેની અન્યોઅન્ય અભેદતાનો નિશ્ચય થાય છે, ત્યારે 'તું' પદના અર્થરૂપ પ્રત્યગાત્માનું અબ્રહ્મત્વપણું નિવૃત્ત થાય છે, અને 'તે' પદના અર્થરૂપ પરમાત્માનું પરોક્ષપણું નિવૃત્ત થાય છે. એમ થવાથી પ્રત્યગાત્મા પૂર્ણાનંદરૂપે અવશિષ્ટ રહે છે. એમ છતાં જે પુરૂષ એમ કહે કે મહાવાક્યથી પરોક્ષ જ્ઞાન થાય છે તો તેને શાસ્ત્રના સિદ્ધાંતનું જ્ઞાન નથી એમ જાણવું. મહાવાક્યોથી અપરોક્ષ જ્ઞાનજ થાય છે.

શાસ્ત્રના સિદ્ધાંતોને બાજુએ રાખી કોઈ એમ કહે કે યુક્તિથી વિચારતાં મહાવાક્યોથી પરોક્ષ જ્ઞાન થાય છે, જેમકે સ્વર્ગ છે, ઇત્યાદિ વાક્યોથી પરોક્ષ જ્ઞાન થાય છે. પણ તેવો સર્વત્ર નિયમ

નથી. તું દશમો પુરૂષ છે, એ વાકયથી અપરોક્ષ જ્ઞાનજ થાય છે. તે વિરૂદ્ધ યુક્તિથી કહેવામાં આવે કે મહાવાકયથી પરોક્ષ જ્ઞાન થાય છે, તો જીવ જે સ્વતઃ અપરોક્ષ છે, તેને બ્રહ્મભાવ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરતાં પોતાનું સિદ્ધ અપરોક્ષપણું છે તે પણ નાશ પામે, એવો પ્રસંગ આવી પડે; માટે એ યુક્તિ નકામી છે. એથી તો વ્યાજ નહિ મળતાં મુડી ગુમાવવા જેવું થાય.

અંતઃકરણની ઉપાધિવાળું ચૈતન્ય જે જીવ છે, તે ઉપાધિના સદ્ભાવથી અપરોક્ષપણાને યોગ્ય છે, પણ બ્રહ્મ ઉપાધિ રહિત હોવાથી અપરોક્ષપણાને યોગ્ય નથી એમ કહેવાય નહિ; કેમકે જીવને બ્રહ્મરૂપતાનું જ્ઞાન થાય છે, તે જ્ઞાનનો વિષય બ્રહ્મ પણ ઉપાધિ સહિત છે. એ ઉપાધિ જ્યાં સુધી વિદેહમુક્તિ પ્રાપ્ત થતી નથી ત્યાં સુધી નિવૃત્ત થતી નથી; માટે બ્રહ્મ અપરોક્ષતાને

યોગ્ય છે, અંતઃકરણસહિતપણું એ જીવની ઉપાધિ છે, અને અંતઃકરણરહિતપણું એ બ્રહ્મની ઉપાધિ છે. એટલો એ બેમાં ભેદ છે. બીજી રીતનો ભેદ નથી. અંતઃકરણરહિતપણું એ અભાવરૂપ છે એ વાત ખરી, પણ જેમ ભાવરૂપ ઉપાધિ છે, તેમ અભાવરૂપ ઉપાધિ પણ થાય છે. એક લોઢાની સાંકળ અને બીજી સોનાની સાંકળ, એ બન્ને સાંકળજ કહેવાય છે. ભેદ માત્ર લોઢા અને સોનાથી થાય છે, પણ બન્નેની અસર સમાન છે. વેદાંતવાક્યો બે પ્રકારના છે, નિષેધરૂપ, જેમકે 'તે નહિ, તે નહિ,' અને વિધિરૂપ, જેવાં કે બ્રહ્મ સત્ય, જ્ઞાન અને અનંત છે. એ પ્રમાણે શ્રીશંકરાચાર્યનું વચન છે, તેથી ભાવરૂપ અને અભાવરૂપ એ બે પ્રકારની ઉપાધિ છે.

હું શબ્દના અર્થનો ત્યાગ કરવાથી 'હું બ્રહ્મ છું', એવું જ્ઞાન શી રીતે થાય ? એવી શંકાનું

સમાધાન એ છે, કે ભાગત્યાગલક્ષણાથી માત્ર એક ભાગનો ત્યાગ કરવાનું કહેલું છે. સમગ્ર ત્યાગ કરવાનો નથી. અંતઃકરણ સહિત ચિદાત્મા તે જીવ છે. તેમાં અંતઃકરણ એ અંશનો ત્યાગ કરવો એટલે ચિદાત્મા અવશિષ્ટ રહે છે. તેથી 'હું બ્રહ્મ છું' એ વાકયથી સાક્ષીસ્વરૂપ ચિદાત્મામાં બ્રહ્મરૂપતાનો અનુભવ થાય છે.

સાક્ષી સ્વપ્રકાશ છે, તોપણ બીજા પદાર્થોની પેઠે તે બુદ્ધિની વૃત્તિથી વ્યાપ્ય થાય છે, એટલે તે બુદ્ધિવૃત્તિનો વિષય થાય છે. પણ શાસ્ત્રકારોએ ફલવ્યાપ્યતાનો નિષેધ કર્યો છે. ફલ એટલે ચિદાભાસ તેનો વિષય અથવા વ્યાપ્યતા તે ફલ વ્યાપ્યતા. બુદ્ધિ અને તેમાં રહેલો ચિદાભાસ એ બન્ને ઘટને વિષય કરે છે. તેમાં બુદ્ધિથી અજ્ઞાનનો નાશ થાય છે, અને ચિદાભાસથી ઘટ ભાસે છે. અજ્ઞાનના નાશ માટે બ્રહ્મમાં વૃત્તિવ્યાપ્તિની જરૂર છે. પણ

બ્રહ્મ સ્વપ્રકાશ હોવાથી તેના પ્રકાશ માટે ચિદા- ભાસ ઉપયોગી નથી. ઘટાદિ પદાર્થ જોવા માટે આંખ અને દીવાની જરૂર છે, પણ દીવો જોવા માટે એકલી આંખની જરૂર છે. તેમજ ચિદાભાસ વૃત્તિમાં રહેલો છે, તોપણ તે બ્રહ્મમાં એકાકાર થઇ જાય છે. ઘડાની પેઠે બ્રહ્મમાં તે કંઇ ફલ ઉત્પન્ન કરતો નથી. એ પ્રમાણે આત્મામાં બુદ્ધિ- વૃત્તિનો સદ્ભાવ અને ફલ વ્યાપ્તિનો અભાવ તિઓએ જણાવ્યો છે.

ઉપર પ્રમાણે 'પુરૂષ આત્માને જાણે' એ શ્રુતિમાં 'એ આત્મા તે હું છું' એ વાકયથી બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન કહેલું છે, અને બ્રહ્મ તથા પ્રત્યગાત્માના અભેદનો બોધ કરેલો છે.

---

## શ્રવણાદિકની આવશ્યકતા.

મહાવાકયથી અપરોક્ષ જ્ઞાન થાય છે ખરૂં,

તો પણ તે જ્ઞાન દૃઢ થતું નથી, માટે શ્રી શંકરાચાર્યે કહ્યું છે કે શ્રવણાદિની વારંવાર આવૃતિ કર્યા કરવી 'હું બ્રહ્મ છું' એ વાક્યના અર્થનું જ્ઞાન જ્યાં સુધી દૃઢ થાય નહિ ત્યાં સુધી શમદમાદિ સાધનસંપન્ન થઇ શ્રવણ, મનન અને નિદિધ્યાસનો અભ્યાસ કર્યા કરવો. જ્ઞાન એકદમ દૃઢ નહિ થવામાં ઘણા કારણો છે. પરસ્પર વિરૂદ્ધ ભાસતી અનેક શ્રુતિઓ છે. બ્રહ્મ પ્રત્યક્ષ દેખાતું નથી, તેથી તેનો સંભવ નથી, એવી અસંભાવના થાય, અને હું કર્તા ભોકતા છું, એવી વિપરીત ભાવના પણ થાય. એ શ્રુતિઓની અનેકતા અને બ્રહ્મની અસંભાવના તથા વિપરિત ભાવનાથી જ્ઞાન તરત દૃઢ થઈ શકતું નથી. વળી વેદની શાખાઓ અનેક છે અને મનુષ્યોની ઇચ્છા ભિન્ન ભિન્ન પ્રકારની હોય છે. તેને અનુસરીને કર્મો પણ ભિન્ન ભિન્ન કહેલાં છે. તેજ પ્રમાણે જ્ઞાન,

ઉપાસના અને કર્મોનો બોધ કરનારાં ઉપનિષદો પણ અનેક છે, તોપણ આત્માનો પણ ભેદ ઉપનિષદમાં છે એવી શંકા કરવી નહિ અને શ્રવણ કરવું.

સર્વ ઉપનિષદોનું તાત્પર્ય આદિ, મધ્ય અને અંત તપાશતાં પ્રત્યગભિન્ન પરમાત્મામાંજ છે એવો નિશ્ચય થવો તે શ્રવણનું સ્વરૂપ છે.

એ શ્રવણ બ્રહ્મસૂત્રના પ્રથમ અધ્યાયમાં સારી રીતે વર્ણવેલું છે, અને બીજા અધ્યાયમાં બ્રહ્મની અસંભાવનાની નિવૃત્તિ માટે બુદ્ધિને સ્થિર કરનારા તર્કોથી મનનનું નિરૂપણ કરેલું છે. બહુ જન્મના દૃઢ અભ્યાસથી દેહાદિકમાં આત્મબુદ્ધિ ક્ષણે ક્ષણે ફરી ફરી ઉત્પન્ન થાય છે. તેજ પ્રમાણે જગતમાં સત્યપણાની બુદ્ધિ થાય છે, એ વિપરિત ભાવના કહેવાય છે. તે ચિત્તની એકાગ્રતા એટલે નિદિ-ધ્યાસનથી નિવૃત્ત થાય છે. એ એકાગ્રના તત્વો-

પદેશની પેહેલાંજ ઉપાસનાથી થાય છે. તે કારણથી વેદાંત શાસ્ત્રોમાં પણ ઉપાસનાઓનો વિચાર કરેલો છે. જે પુરૂષે પૂર્વે ઉપાસના કરી ન હોય તેમના ચિત્તની એકાગ્રતા બ્રહ્માભ્યાસથી થાય છે.

બ્રહ્મનું ચિંતન કરવું. તેનું કથન કરવું, પરસ્પર તેનો બોધ કરવો, એકલા તેને વિષેજ તત્પર રહેવું, તેને પંડિતો બ્રહ્માભ્યાસ કહે છે. સાધનસંપન્ન મુમુક્ષુએ પરમાત્માનો અનુભવ કરીને બ્રહ્મ અને આત્માની એકતારૂપ બુદ્ધિવૃત્તિ પ્રાપ્ત કરવી. ઘણા શબ્દોનું સ્મરણ, કથન કરવું નહિ, કેમકે તેથી વાણીને નકામો શ્રમ થાય છે. ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણે કહેલું છે કે જે પુરૂષો એકલા મારૂંજ ચિંતન કરે, અને મારી અનન્ય ભકિત કરે, તેવાઓનો યોગક્ષેમ હું પોતે નિભાવું છું, એટલે તેમને જે જોઇએ તે હું પુરૂં પાડું છું, અને તેમનું રક્ષણ કરૂં છું. એ પ્રમાણે શ્રુતિ

અને સ્મૃતીમાં વિપરિત ભાવનાના નાશ માટે આત્મામાં નિત્ય બુદ્ધિની એકાગ્રતાનું વિધાન કરેલું છે.

જેમ પિતા આદિમાં શત્રુબુદ્ધિ થાય છે, તેમ વસ્તુના વાસ્તવિક સ્વરૂપનો ત્યાગ કરી તેના વિષે જૂદા પ્રકારની બુદ્ધિ કરવી તે વિપરિત ભાવના કહેવાય છે. આત્મા દેહાદિથી ભિન્ન છે, અને જગત મિથ્યા છે, છતાં આત્મા દેહાદિરૂપ છે, અને જગત સત્ય છે, એવી બુદ્ધિ થવી તે વિપરીત ભાવના છે. એ વિપરિત ભાવના તત્વ જ્ઞાનથી નાશ પામે છે. એટલા માટે દેહથી આત્માની ભિન્નતાની અને જગતના મિથ્યાત્વની નિરંતર ભાવના કરવી.

એ પ્રમાણે આત્માના ભેદની બુદ્ધિ તથા જગતના મિથ્યાત્વની બુદ્ધિ મંત્રના જપની પેઠે, કે મૂર્તિના ધ્યાનની પેઠે કરવી, કે બીજી રીતે

કરવી, એવો પ્રશ્ન ઉત્પન્ન થાય છે. તેનો ખુલાસો એ છે કે જપની પેઠે એ સંબંધમાં કંઇ નિયમ નથી, કેમકે એ ભાવના પ્રત્યક્ષ ફળ આપવાવાળી છે. કોઇ ભુખ્યો માણુસ ભોજન કરે અગર ન કરે અથવા બીજી કોઇ પણ પ્રકારે પોતાની ભુખની શાંતિ કરે, તે બાબત કંઇ નિયમ નથી; પણ જપ તો નિયમ પ્રમાણેજ કરવા જોઇએ. તે ન કરવાથી પાપ લાગે છે, અને ઉલટી રીતે કરવાથી સ્વર અને વર્ણનો ભંગ થવાથી અનર્થ થાય છે. એ પ્રમાણે પરમાત્માની ભાવના કરવામાં કોઈ નિયમની આવશ્યકતા નથી. ક્ષુધાની પેઠે વિપરિત ભાવના પણ પ્રત્યક્ષ દુઃખ કરવાવાળી છે, માટે કોઇ પણ ઉપાયથી તેને જીતવી જોઇએ. તેમ કરવામાં કોઇ પણ નિયમ પાળવાનો નથી. એ ઉપાય પાછળ કહી ગયા તે પ્રમાણે બ્રહ્મનું ચિંતન તથા કથન આદિ છે. બ્રહ્મને વિશે તત્પર

રહેવાનું કહ્યું છે, તેમાં પણ ધ્યાનનીપેઠે ચિત્ત નિરોધનો નિયમ નથી.

દેવતાદિ મૂર્તિ વિષે બીજી વૃત્તિના અંતરાય વિના બુદ્ધિની વૃત્તિનો અવિચ્છિન્ન પ્રવાહ તે ધ્યાન છે. તેથી ચંચળ મનનો અત્યંત નિરોધ થાય છે. ભગવદ્દગીતામાં શ્રીકૃષ્ણને અર્જુને કહ્યું છે કે મન ચંચળ, ઇંદ્રિયોને મથન કરનારૂં, બળવાન અને દૃઢ છે, તેથી તેનો નિગ્રહ વાયુના નિગ્રહની પેઠે ઘણો કઠીણ છે. યોગવસિષ્ઠમાં શ્રીરામ-ચંદ્રજીને વસિષ્ટ મુનીએ કહેલું છે, કે મ્હોટા સમુદ્રનું પાન કરવું, મેરૂ પર્વતને ઉખેડી નાખવો, અને અગ્નિનું ભક્ષણ કરવું, તેના કરતાં પણ ચિત્તનો નિગ્રહ ઘણો કઠણ છે. બ્રહ્મના ચિંતન, કથન આદિમાં કંઈ નિયમ નથી. મરજીમાં આવે તેમ બ્રહ્માભ્યાસ કરવો. નાટકથી જેમ વિનોદ થાય છે તેમ બ્રહ્માભ્યાસમાં અનેક ઇતિહાસ પુરાણ આદિ-

ની કથાથી આનંદ થાય છે. એવી કથાથી આત્મા ચૈતન્ય રૂપજ છે, અને જગત મિથ્યા છે એવો બોધ દૃઢ થાય છે. તેવી કથાથી નિદિધ્યાસનમાં વિક્ષેપ થતો નથી. ખેતી, વેપાર અને નોકરી તથા કાવ્ય અને તર્કશાસ્ત્ર એમાં પ્રવૃત્તિ કરવાથી બુદ્ધિ વિક્ષેપ પામે છે. તેમ કર્યાથી તત્વનું વિસ્મરણ થાય છે. તત્વાનુસંધાન કરવામાં ભોજન આદિથી કંઇ વિક્ષેપ થતો નથી. તત્વાનુસંધાન સાથે ભોજનાદિમાં પ્રવૃત્તિ થઇ શકે છે. તેમ કરતાં કદાચ વિક્ષેપ લાગે તો તુરત પાછું સ્મરણ થાય છે. તત્વના વિસ્મરણથીજ અનર્થ થતો નથી, પણ વિપરિત જ્ઞાનથી અનર્થ થાય છે. ભોજનાદિમાં પ્રવૃતિ થાય જ્યારે તત્વનું વિસ્મરણ કદાચ થાય, તોપણ તરત પાછું સ્મરણ થાય છે, તેથી વિપરિત ભાવના ઉત્પન્ન થવાનો સમય રહેતો નથી. કાવ્ય અને તર્કશાસ્ત્રના અભ્યાસી-

ઓને તત્વાનુસંધાન માટે અવકાશજ રહેતો નથી. વળી તેવો અભ્યાસ બ્રહ્માભ્યાસથી વિરૂદ્ધ હોવાથી તેથી તત્વની ઉપેક્ષા પણ થઇ જાય છે; માટે તત્વાનુસંધાનમાં જે વિક્ષેપકર્તા છે તે બધાનો ત્યાગ કરવો જોઇએ, એવાં ઘણાં શ્રુતિ વચનો છે. ભોજનાદિકનો ત્યાગ કરવાથી મનુષ્ય મૃત્યુ પામે છે, પણ તર્કશાસ્ત્રાદિનો ત્યાગ કરવાથી તેમ બનતું નથી; માટે તર્કશાસ્ત્રાદિનો અભ્યાસ કરવામાં દુરાગ્રહ રાખવો નહિ.

જનકાદિઓને તત્વજ્ઞાન દૃઢ થયલું હતું, તેથી તેઓ તત્વાનુસંધાન સાથે રાજકારભાર પણ કરતા હતા. તેમ જેમને દૃઢ જ્ઞાન થયલું હોય તેઓ તર્કશાસ્ત્રનો અભ્યાસ કરે, અથવા ખેતી વેપાર વીગેરે કરે તો ચડચણ નથી. તત્વજ્ઞાનીઓ જગતનું મિથ્યાત્વ જાણે છે, છતાં પોતાના પ્રારબ્ધનો ક્ષય કરવાની ઇચ્છાથી પોતપોતાના

પ્રારબ્ધ કર્મને અનુસારે કંઇપણુ કલેશ પામ્યા વિના પ્રવૃતિ કરે છે. પ્રારબ્ધ કર્મને અનુસરી વર્તનારા એવા જ્ઞાનીઓ મર્યાદાનુ ઉલ્લંઘન કરી દુરાચારણુ કરે, એવી શંકા કરવી યોગ્ય નથી. છતાં પણુ તેઓ પૂર્વ જન્મના કોઇ પાપરૂપ પ્રારબ્ધના યોગે પાપકર્મમાં પ્રવૃતિ કરે, તો તે પ્રારબ્ધ કર્મનો અટકાવ કોણુ કરી શકે? જ્ઞાની અને અજ્ઞાની એ બન્નેને પ્રારબ્ધ કર્મ ભોગવવાં પડે છે, પણુ તે બેમાં ફેર એટલોજ છે કે જ્ઞાનીને ધૈર્ય હોય છે, તેથી તેને કલેશ થતો નથી પણુ અજ્ઞાની અધીરતાથી કલેશ પામે છે. મુસાફરી, કરનારા બે જણુને થાક સરખો લાગે છે, પણુ મુકામ નજીક આવ્યો છે એમ એક જણુ ધીરજથી જાણી ઝડપથી ચાલે છે, ત્યારે બીજો દીન બની રસ્તામાંજ અટકી પડે છે.

ઉપર પ્રમાણે જેને આત્મસાક્ષાત્કાર યોગ્ય રીતે થયો હોય, અને જે વિપરિત ભાવના રહિત

હોય, તે પુરુષ કોને માટે શાની ઇચ્છા કરે અને શરીરની પાછળ સંતાપ કરે ?

'શાની ઇચ્છા કરે' એ પદનું વિવેચન

ભોગ્ય પદાર્થોમાં દોષ દૃષ્ટિ પૂર્વક ભોગેચ્છાનો અભાવ

જગત મિથ્યા છે એવું જ્ઞાન થાય ત્યારે ઇચ્છાનો વિષય અને ઇચ્છા કરનાર એ બંને શાંત થઇ જાય છે. જેમ તેલ વિનાનો દીવો હોલાઇ જાય છે તેમ તે બંનેનો અભાવ થવાથી [illegible] છે. [illegible] જાદુગરે રચેલું નગર જોઇને જે આ સઘળું [illegible] એવા જાદુગરનો ખેલ છે તે પુરુષ તેમાં કદાપિ ઇચ્છા કરતો નથી પણ હસતાં હસતાં તેનો ત્યાગ કરવા ઇચ્છે છે. એ પ્રમાણે વિચાર કરનાર પુરુષ સુંદર દેખાતા વિષયોમાં આસક્ત થતો નથી, પણ દોષદૃષ્ટિથી તેમને તજવાને ઇચ્છે છે.

ભોગનો મુખ્ય વિષય ધન છે. ધન પ્રાપ્ત કરવામાં કષ્ટ છે, તેનું રક્ષણ કરવામાં પણ કષ્ટ છે. તેનો નાશ થાય તો દુઃખ થાય છે, અને તે ખરચાય તોપણ દુઃખ થાય છે. એવાં દુઃખ અને ક્લેશ કરવાવાળા ધનને ધિક્કાર છે. ભોગનો બીજો વિષય સ્ત્રી છે. તે સ્નાયુ, હાડકાં અને ઉંચાનીચા ભાગોથી શોભતી માંસની પુતળીના. યંત્ર જેવા ચંચળ શરીરરૂપી પાંજરામાં. શોભા જેવું શું છે? એ વિનાના બીજા દોષોનું વિવેચન શાસ્ત્રોમાં સારી રીતે કરેલું છે. તેનો જે પુરુષ નિરંતર વિચાર કરે તે દુઃખમાં કેમ ડુબે? ભૂખથી પીડાતો માણસ પણ ઝેર ખાવાની ઇચ્છા કરતો નથી, ત્યારે મિષ્ટાન્નથી જેને તૃપ્તિ થઇ હોય તેવો, અને એ ઝેર છે, એમ જાણતો હોય તે વિવેકી પુરુષ તે કેમ ખાય? તે ખાવાની ઇચ્છા તે કરેજ નહિ.

---

## જ્ઞાનીનો પ્રીતિ વિના પ્રારબ્ધભોગ.

જો પ્રારબ્ધ કર્મના જોરથી જ્ઞાનીને ભોગ વિષે ઇચ્છા થાય, તો વેઠે પકડેલા માણસની પેઠે મનમાં ક્લેશ પામતોજ તે ભોગ ભોગવે છે. શ્રદ્ધાળુ, ગૃહસ્થાશ્રમી, જ્ઞાની ભોગ ભોગવે છે ખરો, પણ તે નિરંતર સંતાપ કરે છે કે હજુ સુધી મારા કર્મનો નાશ થયો નહિ. એ ક્લેશ તે સંસારીક તાપ નથી પણ વૈરાગ્યનું લક્ષણ છે. સંસારિક તાપ તો ભ્રાંતિજ્ઞાનથી થાય છે. જ્ઞાનીને વિવેકથી ક્લેશ થાય છે, તે અલ્પભોગથી તૃપ્ત થાય છે; પણ અજ્ઞાનીને અવિવેકથી ક્લેશ થાય છે, તે અનંત ભોગ પ્રાપ્ત થાય તોપણ કોઇ દહાડો તૃપ્તિ પામતો નથી.

ભોગની ઇચ્છા ભોગથી કંઈ શાંત થતી નથી, પણ જેમ અગ્નિમાં ઘી હોમ્યાથી અગ્નિ વૃદ્ધિ પામે છે, તેમ ભોગથી ઇચ્છા વિશેષ વધે છે.

જેમ ચોરને જાણીને પોતાની પાસે રાખ્યો હોય તો તે મિત્ર થઈ પડે છે, અને પોતાને ત્યાં ચોરી કરતો નથી, તેમ ભોગનુ સ્વરૂપ અને પરિણામ જાણીને ભોગ ભોગવવામાં આવે તો તે તૃપ્તિ આપે છે. જે જ્ઞાનીએ પોતાના મનને વશ કરેલું હોય છે, તે ભોગને દોષવાળો જાણે છે, અને થોડા ભોગને પણ ઘણો સમજી સંતોષ માને છે. જેમ કોઇ દેશના કેદ પકડેલા રાજાને કેદમાંથી મુક્ત કરવામાં આવે તો તે એક ગામ મળવાથી પણ સંતોષ પામે છે, પણ જે રાજા બીજા રાજા સાથે લડાઈમાં હાર્યો નથી, અને કેદ પકડાયો નથી, તે આખા દેશને પણ ઘણો માનતો નથી.

---

## ત્રણ પ્રકારના પ્રારબ્ધનું વર્ણન.

જ્ઞાની પુરૂષમાં વિષયોમાં દોષદષ્ટિરૂપ વિવેક જાગ્રત હોય છે, તેથી પ્રારબ્ધ કર્મ પણ તેમનામાં

ભોગેચ્છા કેમ ઉત્પન્ન કરે ? એવી શંકા થાય, તો તેનો ખુલાસો એ છે કે, એવી ઇચ્છા થવી એ કંઇ દોષ નથી; કેમકે પ્રારબ્ધ અનેક પ્રકારનું જોવામાં આવે છે. ઇચ્છાપ્રારબ્ધ, અનિચ્છાપ્રારબ્ધ અને પરેચ્છાપ્રારબ્ધ, એમ પ્રારબ્ધના ત્રણ પ્રકાર છે. જે કર્મ કરવાથી પરિણામે દુઃખ થાય છે, તે જાણ્યા છતાં તે કર્મ કરવાની ઇચ્છા થાય, તે ઇચ્છાપ્રારબ્ધ છે. જેમ કોઇ રોગી માણસ કુપથ્ય પદાર્થ ખાવાની ઇચ્છા કરે, અને ચોર ચોરી કરવાની ઇચ્છા કરે, તે ઇચ્છાપ્રારબ્ધ છે. એ પ્રારબ્ધ કર્મ અટકાવવા ઇશ્વર પણ સમર્થ નથી; કેમકે શ્રીકૃષ્ણેજ ગીતામાં કહ્યું છે કે જ્ઞાની પણ પોતાની પ્રકૃતિ પ્રમાણેજ વ્યવહાર કરે છે. સર્વ પ્રાણીઓ પોતાની પ્રકૃતિને અનુસારે વર્તે છે. તેમાં અટકાવ કોણ કરી શકે ? અવશ્ય થનારાં સુખ દુઃખોનો અટકાવ જો થઇ શકતો હોત તો

નળરાજા, રામચંદ્રજી અને યુધિષ્ટિર એ મહાસમર્થ પુરૂષોને દુઃખ પડતજ નહિ. પ્રારબ્ધ કર્મનો અટકાવ કરવા ઇશ્વર પણ સમર્થ નથી, તેટલાથી ઇશ્વરત્વ ઓછું થતું નથી; કેમકે અવસ્ય ભાવિપણું ઇશ્વરેજ નિર્માણ કરેલું છે.

અનિચ્છાપ્રારબ્ધ ગીતાજીમાં આપેલા શ્રીકૃષ્ણ અને અર્જુનના પ્રશ્નોત્તરપરથી જણાય છે. ઇચ્છા ન છતાં પણ જાણે બળથી તાણાતો હોય, તેમ માણુસ પાપકર્મ કરે છે, તે કોની પ્રેરણાથી? એ પ્રશ્નના ઉત્તરમાં શ્રીકૃષ્ણે કહ્યું છે, કે રજોગુણથી ઉત્પન્ન થયેલો એ કામ છે, અને એજ ક્રોધ છે; એ મહાભક્ષ કરનાર મહાપાપી છે, એને શત્રુ જાણો: સ્વભાવથી થએલાં પોતાના કર્મથી બંધાયેલો તું જે મોહથી કરવા ઇચ્છતો નથી, તે પરવશ થઇને કરીશજ. એ અનિચ્છા પ્રારબ્ધ છે.

પોતાની ઇચ્છા કે અનિચ્છા વિના બીજાની

ઇચ્છાથી કે બીજાના ઉપર ઉપકાર કરવા માટે જે સુખદુ:ખ ભોગવાય છે તે પરેચ્છાપ્રારબ્ધ છે. એ બધાનું તાત્પર્ય એ છે કે વિષયમાં દોષ દર્શન થયું હોય, તોપણ પ્રારબ્ધ કર્મથી ઇચ્છા ઉત્પન્ન થાય છે તેનું નિવારણ થઇ શકે એમ નથી.

---

## જ્ઞાનીને ભોગથી વ્યસનનો અભાવ.

એમ છે ત્યારે 'જ્ઞાની ઇચ્છા કરે' એ શબ્દોથી મૂળ શ્રુતિમાં ઇચ્છાનો નિષેધ કેમ કર્યો છે? એવી શંકા ઉત્પન્ન થાય, તેનું સમાધાન એ છે કે એમાં ઇચ્છાનો નિષેધ નથી, પણ સેકેલાં બીજની પેઠે ઇચ્છાનો બાધ છે. સેકેલાં બીજ હોય છે ખરાં પણ તે કાર્ય કરવામાં અશક્ત છે. તેજ પ્રમાણે જ્ઞાનીને ઇચ્છા હોય છે ખરી, પણ વિષયના મિથ્યાત્વના જ્ઞાનથી તે કંઇ કાર્ય કરી શકતી નથી. સેકેલાં બીજ ઉગતાં નથી, તોપણ

તે ખાવાના ઉપયોગમાં આવે છે. તેજ પ્રમાણે જ્ઞાનીની ઇચ્છા અલ્પ ભોગ કરે છે. પણ તેને વ્યસન વળગતું નથી, બ્રહ્મ અને આત્માની એકતાના તથા જગતના મિથ્યાત્વના જ્ઞાનથી તે ડગતો નથી, વર્ણાશ્રમની મર્યાદાનું ઉલ્લંઘન કરતો નથી, અને માનસિક વિકારો તેને અસર કરી શકતા નથી.

ભોગ ભોગવ્યાથી પ્રારબ્ધ કર્મ ક્ષીણ થાય છે. પણ ભોગના વિષયો સત્ય છે એવી ભ્રાંતિથી વ્યસન લાગે છે. આ ભોગ નાશ ન પામો, પણ ઉત્તરોત્તર વૃદ્ધિ પામો, વિઘ્નો ભોગનો પ્રતિબંધ ન કરો, એથી હું ભાગ્યશાળી છઉં, એ પ્રમાણે વિચાર થાય તે ભ્રાંતિ છે. જે અશક્ય છે તે ભાવિ એટલે શક્ય થતું નથી, અને જે ભાવિ છે તે મિથ્યા થતું નથી, એ પ્રકારનુ જ્ઞાન ચિંતારૂપી ઝેરનો નાશ કરે છે, અને ભ્રાંતિની નિવૃત્તિ કરે છે. જ્ઞાની અને અજ્ઞાનીમાં ભોગ તો સમાન છે,

પણ અજ્ઞાનીને તેથી વ્યસન પડે છે અને જ્ઞાનીને વ્યસન લાગતું નથી. [illegible] કરવાની ઇચ્છાથી અજ્ઞાનીને બહુ [illegible] લાગે છે. ભોગનું મિથ્યાત્વ જાણીને તેમાં રહેલી આસક્તિ દૂર કરી જ્ઞાની ભોગ ભોગવે છે. પણ તે [illegible] તેને વ્યસન [illegible] અને જાદુગરના ખેલ જેવું, અનિત્ય [illegible] અને જોતા જોતામાં નાશ પામનારું જાણે છે, તેથી તેમાં તેને આસક્તિ થતી નથી. સ્વપ્નના પદાર્થોનો અનુભવ કરી જાગૃતના પદાર્થો જોવા. પછી પ્રમાદ રહિત થઇ પ્રતિદિન વારંવાર વિચાર કરવો કે જાગૃત અને સ્વપ્ન અવસ્થા બન્ને સમાન છે. તેનું ચિંતન લાંબો સમય કર્યાથી જાગૃત અને જગતમાં સત્યપણાની ભ્રાંતિ મટી જઈ જ્ઞાનીને પૂર્વની પેઠે આસક્તિ થતી નથી.

---

## તત્ત્વજ્ઞાન અને પ્રારબ્ધનો અવિરોધ.

આ જગત જાદુગરના ખેલ જેવું મિથ્યા છે એમ ચિંતન કરનાર જ્ઞાનીને પ્રારબ્ધ પ્રમાણે સુખ દુઃખ ભોગવ્યાથી કંઈ હાનિ નથી. કેમકે તત્ત્વવિદ્યાનો આગ્રહ એટલોજ છે, કે જગતના મિથ્યાપણાનું અનુસંધાન કરવું. અને પ્રારબ્ધ કર્મનો આગ્રહ છે, કે જીવને સુખ દુઃખનો ભોગ કરાવવો. એ પ્રમાણે એ બેના વિષય ભિન્ન ભિન્ન છે, તેથી પરસ્પર તેમને વિરોધ નથી. જાદુના ખેલ મિથ્યા છે, એમ જાણ્યા છતાં તે જોવાથી આનંદ [illegible] પ્રારબ્ધ કર્મ જગતની [illegible] સુખ દુઃખનો અનુ[illegible] વિરોધ થાય. પણ માત્ર [illegible] જગતની સત્યતા કહેવાતી નથી. જાગ્રતના પદાર્થોથી સુખ દુઃખનો જે અનુભવ થાય છે, તે કરતા સ્વપ્નના કલ્પિત પદાર્થોથી

થતું સુખ દુ:ખ કંઇ ઓછું નથી. માટે જગતના મિથ્યા પદાર્થોથી ભોગ થાય છે, એટલે જગતને મિથ્યા જાણ્યા છતાં પ્રારબ્ધ કર્મના ભોગમાં કંઇ હરકત નથી.

જો તત્વજ્ઞાન જગતનો બાધ કરે તો તે પ્રારબ્ધઘાતી થાય. પણ માયાના જ્ઞાનથી તેમ થતું નથી. જેમ જાદુના ખેલના સ્વરૂપનો નિષેધ નહિ કરતાં, એ જાદુનો ખેલ છે એમ લોકો જાણે છે, તેમ ભોગના સ્વરૂપનો નિષેધ નહિ કરતાં જગતના મિથ્યાપણાનું જ્ઞાન થાય છે.

ઘણી શ્રુતિઓમાં કહ્યું છે કે જ્યારે જ્ઞાનીને જગત પોતાના આત્મારૂપજ થઇ જાય છે, ત્યારે કોણ, કઇ ઇંદ્રિય વડે, કયા પદાર્થને જુએ, શું સુંઘે અને શું બોલે ? એ ઉપરથી એટલું નક્કી થાય છે કે દ્વૈતનો બાધ કરીને જ્ઞાન ઉત્પન્ન થાય છે, બીજી રીતે નહિ. ત્યારે જ્ઞાનીને સુખ દુઃખનો ભોગ

કેમ થાય? એ શંકાનું સમાધાન એવું છે કે, એ શ્રુતિઓ સુષુપ્તિ અથવા મુક્તિ સંબંધમાં છે એમ બ્રહ્મ સૂત્રમાં સ્પષ્ટ રીતે કહ્યું છે. તેમ ન હોય તો યાજ્ઞવલ્ક્યાદિનું આચાર્યપણું સંભવે નહિ; કેમકે તેઓ દ્વૈતને દેખતા હતા, એમ કહેવામાં આવે તો તેમને અદ્વૈત જ્ઞાન ન હતું એમ ગણાય. પણ જો તેમને દ્વૈત દર્શન ન હતું એમ કહીએ તો તેઓ વાણીથી વદશે નહિ અને ઉપદેશ કરી શકશે નહિ. તેમ થવાથી વિદ્યાના પ્રચારના નાશનો પ્રસંગ આવી પડે.

---

## અપરોક્ષ જ્ઞાનનું સ્વરૂપ.

નિર્વિકલ્પ સમાધિમાં દ્વૈત પ્રતીતિનો અભાવ હોય છે, તેટલાજ કારણથી તેને અપરોક્ષ જ્ઞાન કહેવામાં આવે, તો સુષુપ્તિ પણ અપરોક્ષ જ્ઞાન ગણાય. પણ સુષુપ્તિમાં આત્મતત્ત્વનું જ્ઞાન

હોતું નથી તેથી આત્મતત્વનું જ્ઞાનજ બ્રહ્મવિદ્યા કહેવાય, પણ દ્વૈતની વિસ્મૃતિ અથવા દ્વૈત પ્રતીતિનો અભાવ અપરોક્ષ બ્રહ્મજ્ઞાન ગણાય નહિ.

જો કોઇ એવી શંકા કરે કે દ્વૈતની અપ્રતીતિ અને તત્વજ્ઞાન એ બે મળીને અપરોક્ષ જ્ઞાન ગણાય, તો ઘટાદિ જડ પદાર્થો પણ અર્વ બ્રહ્મ જ્ઞાની કહેવાય, કેમકે તેમને સંપૂર્ણ દ્વૈતની વિસ્મૃતિ છે. વળી તેમને કંઇ વિક્ષેપ નડતો નથી, તેથી તેમનું જ્ઞાન દૃઢ ગણાય. પણ સમાધિ કા-ળમાં પણ તે મચ્છરના ગણગણાટ આદિથી ઘણો વિક્ષેપ થાય છે. ખરી વાત તો એ છે કે આત્મ જ્ઞાન એજ બ્રહ્મવિદ્યા છે. પણ દુષ્ટ ચિત્તના કામ ક્રોધાદિક વિકારો નાશ કરવા માટે ચિત્તનો નિરોધ કરવાની જરૂર લાગે તો સુખેથી તેમ કરવું. જગતનું માયામયપણું સારી રીતે જોવામાં આવે છે, તેથી ચિત્તનો નિરોધ કરવો યોગ્ય છે.

એ પ્રમાણે જ્ઞાનીને ઇચ્છા થાય તોપણ તે અજ્ઞાનીની પેઠે ઇચ્છા કરતા નથી. અને તે કારણથી મૂળ શ્રુતિમાં 'શાની ઇચ્છા કરે' એમ કહેલું છે. કોઇ શ્રુતિ જ્ઞાનીના રાગાદિનો નિષેધ કરે છે અને કોઇ શ્રુતિ રાગાદિનો સ્વીકાર કરે છે. શ્રુતિ વચનોનો પરસ્પર વિરોધ ન આવે એવો તેમનો અર્થ કરવો જોઇએ. માટે 'શાની ઇચ્છા કરે' એ પદનો ઉપર જણાવેલો અર્થ કરવામાં આવ્યો છે.

---

## 'કોને માટે' એ પદનું વિવેચન.

જગતના મિથ્યાપણાની પેઠે આત્માની અસંગતાના જ્ઞાનથી ભોક્તાનો અભાવ કહેવાની ઇચ્છાથી 'કોને માટે' એ શબ્દો શ્રુતિમાં કહેલા છે. પતિ, સ્ત્રી આદિ તેના ભોગ માટે પ્રિય નથી, પણ આત્માના પોતાના ભોગ માટે પ્રિય છે, એમ

ઘણી શ્રુતિઓમાં બુમ પાડીને કહેલું છે. ત્યારે એ ભોક્તા કોણ, એ પ્રશ્ન ઉઠે છે. શું કુટસ્થ ભોક્તા છે, કે ચિદાભાસ ભોક્તા છે, કે બને મળીને ભોક્તા થાય છે? કુટસ્થ અસંગ હોવાથી ભોક્તાપણું તેને પ્રાપ્ત થતું નથી. સુખ દુખના અભિમાનરૂપી જે વિકાર તે ભોગ કહેવાય છે. કુટસ્થ એટલે નિર્વિકારી તેને વિકારી કહેવામાં વદતોવ્યાઘાત નામનો દોષ નડે છે. તેમ ચિદાભાસ વિકારવાળી બુદ્ધિને આધિન હોવાથી વિકાર પામે છે, છતાં અધિષ્ટાન વિનાની ભ્રાંતિ એકલી રહી શકતી નથી, એ માટે કુટસ્થ અને ચિદાભાસ એ બન્ને મળીને ભોક્તા લોકોમાં કહેવાય છે. શ્રુતિમાં તેવી ઉપાધિવાળા આત્માનો આરંભ કરીને કુટસ્થને અવશિષ્ટ કહ્યો છે. યાજ્ઞવલ્કય રૂષિને પ્રશ્ન થયો હતો કે આત્મા કયો છે? તેમણે ઉત્તરમાં વિજ્ઞાનમય કોશથી આરંભીને ઉપદેશ

કરતાં કરતાં છેવટે આત્માને અસંગ કહ્યો છે; માટે બંને મળીનેજ આત્મા કહેવાય છે.

---

## ભોગ્ય પદાર્થમાં પ્રેમનો ત્યાગ અને ભોક્તામાં પ્રેમ.

જે અવિવેકી પુરૂષ કુટસ્થ અને ચિદાભાસનો ભેદ જાણતો નથી તે કુટસ્થની સત્યતાનું પોતાનામાં આરોપણ કરે છે, અને પોતાનામાં રહેલા ભોક્તાપણાને સત્ય માની ભોગ્ય પદાર્થો તજવા ઇચ્છા કરતો નથી. ભોક્તા એટલે આત્મા પોતાના ભોગ માટે પતિ અને સ્ત્રી આદિને ઇચ્છે છે. એ લૌકિક વૃતાંતનો શ્રુતિએ સારી રીતે અનુભવ કર્યો છે. ભોગ્ય પદાર્થો ભોક્તાના ભોગના સાધન છે, માટે તેમાં પ્રીતિ કરવી નહિ, પણ મુખ્ય ભોક્તામાંજ પ્રીતિ કરવી એમ શ્રુતિ કહે છે. અવિવેકી પુરૂષને વિષયોમાં જેવી દૃઢ પ્રીતિ

હોય છે, તેવી દ્રઢ પ્રીતિ ઈશ્વર વિષે પોતાનામાં રહે એમ વૈરાગ્ય બુદ્ધિવાળો મનુષ્ય પરમેશ્વરની પ્રાર્થના કરે છે, અને ભોગ્ય પદાર્થોમાંથી પ્રીતિનો ત્યાગ કરી આત્મામાં તેવી પ્રીતિ કરે છે અને આત્માનેજ જાણવા ઇચ્છે છે.

---

## આદરતા એટલે આત્માનું ચિંતન.

જેમ પામર જીવ નાણાં. અંગના. સ્ત્રી. વસ્ત્ર. સુવર્ણ આદિ પ્રાપ્ત કરવામાં સાવધ રહે છે. તેમ મુમુક્ષુ પુરૂષે આત્મચિંતનમાં પ્રમાદ કરવો નહિ. સભામાં જય મેળવવા ઇચ્છનાર પંડિત કાવ્ય. નાટક, તર્કશાસ્ત્ર આદિનો અભ્યાસ નિરંતર કરે છે, તેમ મુમુક્ષે આત્માનો વિચાર કરવો. સ્વર્ગે જવાની ઇચ્છાવાળો પુરૂષ જેમ શ્રદ્ધાથી જપ, યજ્ઞ, ઉપાસનાદિ કરે છે, તે પ્રમાણે મુમુક્ષુ પુરૂષે મોક્ષની ઇચ્છાથી આત્મામાં શ્રદ્ધા કરવી જોઇએ.

જેમ યોગી આણિમાદિ સિદ્ધિ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી ચિત્તની એકાગ્રતા સાધે છે, તેમ મુમુક્ષુ એ આત્માને દેહ ઇંદ્રિયથી ભિન્ન જાણવો. એ સાધનોના અભ્યાસની દૃઢતાથી તે પુરૂષોની કુશળતાની વૃદ્ધિ થાય છે, તેમ અભ્યાસથી મુમુક્ષુનો વિવેક પણ વધારે સ્પષ્ટ થાય છે.

એ પ્રમાણે આત્માનું ચિંતન કરવાથી જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થામાં અન્વય વ્યતિરેકથી આત્મા કૂટસ્થની અસંગતાનો નિશ્ચય થાય છે. જાગ્રતમાં જે પદાર્થ જોવામાં આવે છે તે સ્વપ્નામાં જણાતા નથી, અને સ્વપ્નમાં જે પદાર્થો જોવામાં આવે છે તે સુષુપ્તિમાં હોતા નથી, અને સુષુપ્તિમાં જે આનંદ છે, તે બીજી અવસ્થામાં જોવામાં આવતો નથી, એવો અનુભવ સર્વને છે. આત્મા જે પદાર્થો એક અવસ્થામાં જુએ છે, તે પદાર્થો તેની સાથે બીજી અવસ્થામાં

જતા નથી. પણ આત્મા તો ત્રણે અવસ્થામાં સાક્ષીપણાથી તેનો તેજ રહેછે, એમ શ્રુતિમાં કહેલું છે. જે બ્રહ્મ જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ આદિ પ્રપંચનો પ્રકાશ કરે છે, તે બ્રહ્મ હું છું, એમ જે જાણે છે તે સર્વ બંધનથી મુકત થાય છે. એ ત્રણે અવસ્થામાં આત્મા એકજ છે, અને અવસ્થાઓથી ભિન્ન છે, એમ માનવું જોઇએ. તેમ કર્યાથી પુનર્જન્મ થતો નથી. ત્રણે અવસ્થામાં જે ભોગ્ય, ભોક્તા અને ભોગ છે તેથી વિલક્ષણ જે સર્વનો સાક્ષી, ચૈતન્યરૂપ, અને પરમાનંદરૂપ પરમાત્મા છે, તે હું છું, એમ જીવે જાણવું જોઇએ.

---

## ચિદાભાસને પોતાના મિથ્યાપણાના જ્ઞાનથી ભોગમાં અપ્રીતિ.

એ પ્રમાણે આત્મતત્વનું વિવેચન કર્યાથી વિજ્ઞાનમય નામનો ચિદાભાસ જે વિકારી છે, તેને

ભોક્તાપણું રહે છે આ ચિદાભાસ માયિક એટલે મિથ્યા છે, એમ શ્રુતિ તથા અનુભવથી પણ સિદ્ધ થાય છે; કેમકે જગતને જાદુના ખેલ જેવું મિથ્યા કહેલું છે, અને તેના પેટામાં એ ચિદાભાસ છે. વળી સુષુપ્તિ આદિ અવસ્થામાં તેના લયનો અનુભવ આત્માને થાય છે. એ પ્રમાણે પોતાના સ્વરૂપનો વારંવાર વિવેક કરી પોતાના નાશનો નિશ્ચય કરી ચિદાભાસ ફરીથી ભોગની ઇચ્છા કરતો નથી. પૃથ્વી ઉપર મરવા સુતેલો મનુષ્ય વિવાહની ઇચ્છા કરતોજ નથી. હું ભોકતા છું એ પ્રમાણે પહેલાની પેઠે બ્યવહાર કરવાને પણ જીવ શરમાય છે, અને નકટાની પેઠે શરમાતો શરમાતો અને કલેશ પામતો જીવ પ્રારબ્ધને ભોગવે છે. ચિદાભાસ જ્યારે પોતાનું ભોકતાપણું પણ માનવાને શરમાય છે, ત્યારે તે ભોકતાપણું સાક્ષીમાં આરોપે એમ કહેવું પણ વૃથા છે. એવા અભિ-

આયથી મૂળ શ્રુતિમાં 'કોને માટે' એમ નિઃશંકપણે ભોક્તાનો નિષેધ કર્યો છે, તેથી જ્ઞાનીને શરીરના સંતાપથી પીડા થતી નથી.

---

## ત્રણ શરીરના જ્વરનું સ્વરૂપ.

સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ પ્રકારનાં શરીર છે. એ શરીરોને યોગ્ય જ્વર પણ ત્રણ પ્રકારનો અવશ્ય છે. વાત, પિત્ત અને કફથી ઉત્પન્ન થયેલા કોઈ વ્યાધિઓ શરીરમાં છે, તથા દુર્ગંધ, કુરૂપપણું, બળતરા અને નાશ આદિ એ સર્વ સ્થૂળ શરીરના જ્વરો છે. કામ ક્રોધાદિ અને શમ, દમાદિ લિંગદેહના જ્વર છે. પહેલા બે પ્રાપ્ત થવાથી મનુષ્યને પીડે છે, અને બીજા બે નહિ પ્રાપ્ત થવાથી સંતાપ આપે છે. સુષુપ્તિ સમયનું અજ્ઞાન કારણ શરીર કહેવાય છે. તેમાં પુરુષ પોતાને કે પારકાને જાણતો નથી, અને મરણ

બાઝ્યો હોય એમ પડી રહે છે. અને આવનારાં દુઃખની બીજભૂત વાસના રહે છે. આ શરીરમાં એ જ્વરો સ્વાભાવિક મનાયલા છે. જો તેમનો વિયોગ થાય તો શરીર નાશ પામે. જેમ વસ્ત્ર તંતુથી જૂદું થઇ શકતું નથી, કામળો વાળથી જૂદો થઇ શકતો નથી, અને ઘડો માટીથી જૂદો થઇ શકતો નથી, તેમ જ્વરોથી શરીર જૂદુ થઇ શકતું નથી.

---

## ચિદાભાસ અને કુટસ્થમાં જ્વરનો અભાવ.

ચિદાભાસમાં કોઇપણ વાસ્તવિક જ્વર નથી, કેમકે આત્માજ કેવળ પ્રકાશ કરવાના સ્વભાવ-વાળો છે. બીજાનો તેવો સ્વભાવ નથી. ચિદાભા-સમાં પણ એ જ્વરોનો સંભવ નથી તો સાક્ષી આત્મામાં તે ન હોય એમાં તો કહેવુંજ શું ! એમ છતાં ચિદાભાસ અવિદ્યાથી શરીરની સાથે

પોતાની એકતા માને છે અને પોતા સહિત ત્રણે શરીરોમાં સાક્ષીની સત્યતાનો આરોપ કરીને તે શરીરો પોતાનું વાસ્તવિક સ્વરૂપ છે એમ માને છે. એ ભ્રાંતિ કાળમાં શરીરો જ્વરને પ્રાપ્ત થાય છે, ત્યારે પોતાને સંતાપ થાય છે, એમ કુટંબીની પેઠે જીવ માને છે. જેમ કોઇ પુરૂષ પોતાના પુત્ર કે સ્રીને દુઃખ થાય છે, ત્યારે પોતાને દુઃખ થાય છે એમ વૃથા માને છે, તેમ ચિદાભાસ પણ અભિમાન કરે છે. જ્યારે શરીર અને આત્માનો વિવેક કરી, ભ્રાંતિ તજી, પોતાનું મિથ્યાસ્વરૂપ જાણી ચિદાભાસ સાક્ષી સ્વરૂપ કુટસ્થનું ચિંતન કરે ત્યારે તે શા માટે શરીરની પાછળ સંતાપ કરે ? રજ્જુને ભ્રાંતિથી સર્પ જાણી મનુષ્ય નાશી જાય છે. પણ જ્યારે તેના જાણ્યામાં આવે કે એ તો રજ્જુ છે, સર્પ નથી ત્યારે તેને નાશી જવા માટે પશ્ચાત્તાપ થાય છે. તેમ ચિદાભાસની પણ ભ્રાંતિ

માટે ત્યારે શરીરની પાછળ સંતાપ કરવા માટે તે પસ્તાય છે અને કુટસ્થના ઉપર મિથ્યા આરોપ મુકવાના દોષની નિવૃત્તિ માટે પ્રાયશ્ચિત તરીકે તેને શરણે જાય છે, અને ક્ષમા માગે છે, અને સાક્ષીનું ધ્યાન સદા કર્યા કરે છે. તે ફરી ત્રણે શરીરો વિષે તાદાત્મ્યાધ્યાસ કરતો નથી, પણ યુવરાજપણામાં રહેલો રાજપુત્ર ગાદી મેળવવાની ઇચ્છાથી જેમ રાજાની આજ્ઞા પ્રમાણે વર્તે છે, તેમ ચિદાભાસ નિરંતર બ્રહ્મને અનુસરે છે, અને બ્રહ્મમાં એક ચિત્ત થઇ બ્રહ્મનેજ જાણે છે, પણ બીજા કોઇને જાણતો નથી. શ્રુતિ પણ કહે છે કે જે બ્રહ્મને જાણે છે તે બ્રહ્મજ થાય છે દેવપદ મેળવવાની ઇચ્છાવાળા જેમ અગ્નિમાં બળી મરે છે, ગંગામાં ડુબી મરે છે કે ઝંપાપાત કરે છે, તેમ ચિદાભાસ બ્રહ્મરૂપતાની પ્રાપ્તિ માટે પોતાનો નાશ ઇચ્છે છે.

## જ્ઞાનીના વ્યવહારનું પ્રતિપાદન.

પુરૂષનો જ્યાં સુધી દેહ છે, ત્યાં સુધી તેનું મનુષ્યપણું છુટતું નથી, તેમ જ્યાં સુધી પ્રારબ્ધ કર્મનો ક્ષય થતો નથી, ત્યાં સુધી જ્ઞાનીનો જીવ ભાવ મટતો નથી, રજ્જુમાં સર્પની ભ્રાંતિ થવાથી મનુષ્યને ગભરાટ અને ધ્રુજારી થાય. તે ભ્રાંતિ રજ્જુજ્ઞાન થાય તોપણ ધ્રુજારી ધીમે ધીમે મટે છે, અને તેજ રજ્જુ પાછી મંદ અંધકારમાં જોવામાં આવે તો ફરીથી તેમા સર્પની ભ્રાંતિ થાય છે. એજ પ્રમાણે પ્રારબ્ધ કર્મનો ભોગ ધીમે ધીમે શાંત થાય છે. પણ હઠથી જલદી શાંત થતો નથી. ભોગ કાળે કદાચિત જ્ઞાનીને હું મનુષ્ય છઉં, એવી પ્રતિષ્ઠા પણ થાય, પણ તેટલા અપરાધથી તેનું તત્વજ્ઞાન નાશ પામતું નથી. જીવન્મુક્તિ કંઈ વ્રત નથી કે તેનો ભંગ થાય. તાત્પર્ય એ છે કે તત્વજ્ઞાનથી ભ્રાંતિની નિવૃત્તિ થાય છે.

દશમાં પુરૂષના દૃષ્ટાંતમાં દશમો નદીમાં તણાઈ ગયો એમ માની તે પોતે રડે છે અને માથું કુટે છે, પણ ખરી વાત જાણવામાં આવે છે ત્યારે તે રડતો નથી. છતાં માથું કૂટવાથી પડેલા ઘા ઔષધિને એ ઔષધિને ધીમે ધીમે જાય છે. તો કંઇ તત્કાળ મટતા નથી, પણ જીવતા રહેવાથી તેને જે હર્ષ થયો તેથી ત્રણ દુઃખ દબાઈ જાય છે. તેજ પ્રમાણે જીવન મુક્તિના લાભથી જે આનંદ થાય છે, તેથી સંસારના દુખનું નિરુપરણ થાય છે. જીવન મુક્તિનું કંઇ વ્રત નથી. તેથી જ્યારે જ્યારે અભ્યાસ થાય ત્યારે ત્યારે તત્વનો વિચાર કરવો એટલે અભ્યાસ મટી જાય છે. જેમ દશમો ઔષધથી પોતાના ઘાને રૂઝાવે છે, તેમ જ્ઞાની ભોગ ભોગવી પ્રારબ્ધને શાંત કરીને મુક્ત થાય છે. એ પ્રમાણે શ્રુતિ વાક્યમાં કહેવા 'જ્ઞાની ઇચ્છા કરે' એ પદથી જીવની છઠ્ઠી અવસ્થાનું વર્ણન

કર્યું. હવે તૃપ્તિ નામની સાતમી અવસ્થાનું વર્ણન આવશે.

---

## જીવની નિરંકુશ તૃપ્તિ રૂપ સાતમી અવસ્થા.

વિષય ભોગથી જે તૃપ્તિ થાય છે તે ક્ષણિક છે, પણ જ્ઞાનથી થતી તૃપ્તિ નિત્ય છે. કરવા યોગ્ય કર્યું, અને પ્રાપ્ત કરવા યોગ્ય પ્રાપ્ત કર્યું, એમ સમજી જ્ઞાની તૃપ્તિ થાય છે. આ લોકના અને સ્વર્ગના સુખની પ્રાપ્તિ માટે તથા મોક્ષ માટે જે બહુ કરવાનું બાકી હતું તે સઘળું હમણા કર્યું એ પ્રમાણે કૃતકૃત્યતાનું અનુસંધાન કરતો જ્ઞાની નિરંતર તૃપ્ત રહે છે.

જ્ઞાની નિત્ય આ પ્રમાણે ચિંતન કરે છે. દુઃખી અને અજ્ઞાની પુરૂષો પુત્રાદિની ઇચ્છાથી સંસારિક કર્મો કરે, અને જન્મ મરણ પામ્યા કરે. પણ હું પરમાનંદથી પૂર્ણ છું, જ્ઞાની

ઇચ્છાથી સંસાર વ્યવહાર કરૂં? સ્વર્ગ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા ભલે કર્માનુષ્ટાન કરે, પણ હું સર્વ લોક સ્વરૂપ છું, મારે શા માટે ક્રિયા કર્મ કરવાં? જેઓને શાસ્ત્રોનું વ્યાખ્યાન કરવાનો કે વેદાધ્યયન કરાવવાનો અધિકાર હોય તેઓ ભલે તેમ કરે, પણ હું તો અક્રિય છું, તેથી મને તેવો અધિકાર નથી. નિદ્રા, ભિક્ષા, સ્નાન શૌચ હું ઇચ્છતો નથી અને કરતોએ નથી, તેમ છતાં મારે વિષે તેવું જોનારાઓ તેવી કલ્પના કરે પણ બીજાની કલ્પનાથી મને શું થનાર છે? ચણોઠીના ઢગલાને બાજાઓ અગ્નિ સમજે, પણ તેથી કોઈ બળતું નથી, તેમજ અજ્ઞાની મારે વિષે સંસારના ધર્મની કલ્પના કરે, તેટલાથી સંસારના ધર્મો મને બાધ કરી શકતા નથી.

જેને તત્વજ્ઞાન થયું નથી તે શ્રવણ કરે. પણ મને જ્ઞાન થયું છે. હું શા માટે શ્રવણ કરૂં

જેમને સંશય હોય તેઓ મનન કરે, પણ મને કંઈ સંશય નથી તેથી હું મનન કરતો નથી. જેમને વિપરીત જ્ઞાન હોય તે નિદિધ્યાસન કરે પણ જેમને વિપરીત જ્ઞાન નથી તેઓને ધ્યાન શાનું કરવાનું? દેહમાં આત્મપણાની વિપરીત બુદ્ધિ મને કદી પણ થતી નથી. છતાં એ વિપરીત જ્ઞાન વિનાપણ લાંબા સમયની વાસનાથી હું મનુષ્ય છું. ઇત્યાદિ વ્યવહારની કલ્પના થાય છે. પ્રારબ્ધ કર્મ ક્ષીણ થાય તો એ વ્યવહાર નિવૃત્ત થાય છે. પણ તે વિના હજારો ધ્યાન કરવાથી વ્યવહાર મટતો નથી. જેને વ્યવહારનો વિસ્તાર પ્રિય હોય, તેમણે ધ્યાન કરવું પણ મને વ્યવહાર બાધ કરી શકતો નથી, તેથી મને ધ્યાનની પણ જરૂર નથી. મને વિક્ષેપ નથી, તેથી સમાધિની પણ જરૂર નથી. વિક્ષેપ અને સમાધિ વિકારવાળા મનને જરૂરના છે. નિત્ય અનુભવરૂપ જો હું છું

તેથી મારાથી ભિન્ન અનુભવ કર્યો છે? કરવા યોગ્ય મેં કર્યું છે, અને પ્રાપ્ત કરવા યોગ્ય પ્રાપ્ત કર્યું છે, એવો મારો નિશ્ચય છે. એ પ્રમાણે જ્ઞાની ચિંતન કર્યા કરે છે.

---

## જ્ઞાનીના સદાચરણનો નિર્ણય.

જ્ઞાનીને કર્તાપણાનું અને ભોક્તાપણાનું અભિમાન હોતું નથી. તેથી તેમનો વ્યવહાર લૌકિક શાસ્ત્રિય અથવા બીજી રીતનો પ્રારબ્ધ પ્રમાણે ભલે ચાલ્યા કરે તેમાં તેમને કર્મ બાધ નથી. તેઓ નિર્લેપ રહે છે. જ્ઞાનીકૃત કૃત્ય છે, છતાં લોકોના ઉપર ઉપકાર કરવાની ઇચ્છાથી શાસ્ત્રિય માર્ગે જ વર્તે તો તેથી પણ તેમને શી હાનિ છે?

દેવાર્ચના, સ્નાન, શૌચ અને ભિક્ષાદિના કાર્યમાં શરીર ભલે વર્તે; વાણી ઓંકારનો જપ

કરે અને વેદાંતનો પાઠ કરે; બુદ્ધિ વિષ્ણુનું ધ્યાન કરે અથવા બ્રહ્માનંદમાં લય પામે; પણ હું તો સાક્ષી છું. હું એમાં કંઇ કરતો નથી, અને કરાવતોએ નથી. એ પ્રમાણે કર્માનુષ્ઠાનમાં આ શક્તિવાળાના અને જ્ઞાનીના વિષય પૂર્વ અને પશ્ચિમના સમુદ્રપેઠે ભિન્ન હોવાથી તેમનામાં કલહનો સંભવ નથી કર્મીનો નિશ્ચય એવો હોય છે કે શરીર, વાણી અને બુદ્ધિ સત્ય છે, સાક્ષી વિષે તેમનો એવો નિશ્ચય હોતો નથી. પણ જ્ઞાનીનો નિશ્ચય સાક્ષીના નિર્લેપપણા વિષે હોય છે, બીજી બાબતમાં નહિ. એ પ્રમાણે તે બન્ને અન્યોઅન્ય વૃતાંત જાણતા નથી તેથી તેઓ વિવાદ કરે છે તે જોઇ બુદ્ધિમાન પુરૂષો હસે છે. જે સાક્ષીને કર્મી જાણતો નથી, તેનું બ્રહ્મપણું તત્વવેત્તા જાણે છે. તેમાં કર્મીનું શું જાય છે. દેહ, વાણી અને બુદ્ધિ મિથ્યા છે, એમ જાણી જ્ઞાનીએ

તેમને ત્યજ્યાં છે; તે વડે કર્મો ભલે પ્રવૃત્તિ કરે તેથી જ્ઞાનીનું શું ઓછું થાય છે?

જ્ઞાનીને પ્રવૃત્તિ ઉપયોગી નથી એમ કહેવામાં આવે, તો નિવૃત્તિ પણ તેને શા ઉપયોગની છે? નિવૃત્તિ જ્ઞાનનું કારણ છે, એમ કહેવામાં આવે તો પ્રવૃત્તિ પણ જ્ઞાનની ઇચ્છામાં ઉપયોગી છે. પણ જ્ઞાનીને જ્ઞાનની ઈચ્છા રહેતી નથી અને જ્ઞાન ફરી પ્રાપ્ત થતું નથી. એકવાર જ્ઞાન થયું હોય તો ફરી બીજાં સાધનની જરૂર નથી. થયેલું જ્ઞાન નાશ ન પામે એટલુંજ કરવાની જરૂર રહે છે.

જ્ઞાનનો બાધ કરવા અવિદ્યા તેમજ અવિદ્યાના કાર્યો સમર્થ નથી, કેમકે તત્વજ્ઞાનથી પ્રથમજ તે બન્નેનો નાશ થયલો હોય છે. તે પડેલાં મુડદાં ઇંદ્રિયોથી જોવામાં આવે છે, તોપણ તેથી જ્ઞાનનો બાધ થઇ શકતો નથી. જીવતો ઉંદર બીલા-

ડીને મારી શકતો નથી, તો મરેલો ઉંદર કેમ મારી શકે? જે પુરૂષ પાશુપતાસ્ત્રથી વિંધાયા છતાં મરણ પામ્યો નહિ, તે લોઢાના ફળા વિનાના તીરથી પીડા પામી નાશ પામે એમ કહેવામાં શું પ્રમાણ છે? અનેક પ્રકારના પોતાના કાર્યથી વૃદ્ધિ પામતી અવિદ્યાની સાથે યુદ્ધ કરી જે જ્ઞાન પ્રથમથીજ જીત્યું છે, તે સારૂં દૃઢ થયા પછી હવે કેમ નાશ પામે! જ્ઞાને મારી નાખેલાં અજ્ઞાન અને તેના કાર્યનાં મુડદાં ભલે પડયાં રહે, તેથી જ્ઞાનરૂપી ચક્રવર્ત્તિ રાજાને કંઇપણ ભય નથી. તેમાં તેની તો કીર્તિજ છે. જે પુરૂષ એવા અતિ શૂર જ્ઞાનથી વિમુખ થતો નથી, તેને દેહ આદિમાં રહેલી પ્રવૃત્તિ અથવા નિવૃત્તિથી શી હાનિ થાય? જ્ઞાનહિન પુરૂષને પ્રવૃત્તિમાં આગ્રહ રાખવો જરૂરનો છે, કેમકે સ્વર્ગ માટે અથવા મોક્ષ માટે મનુષ્યોએ પ્રયત્ન કરવો જોઇએ.

જો જ્ઞાની કર્મીઓના મધ્યમાં રહે, તો કાયા, મન અને વાણીએ કરી તેમને અનુસરી સર્વ ક્રિયા તે કરે છે; અને તે જ્યારે જીજ્ઞાસુઓના મધ્યમાં રહે, ત્યારે તેમને જ્ઞાન થવા માટે તે સર્વ ક્રિયામાં દોષ જણાવી પોતે સર્વ કર્મનો ત્યાગ કરે છે. એ પ્રમાણે જ્ઞાની પોતાનું આચરણ અજ્ઞાનીને અનુસરતું રાખે છે તે યોગ્ય છે. ધાવણા બાલકને અનુસરી તેનો પિતા વર્તે છે. બાળક પોતાના પિતાનો તિરસ્કાર કરે, અથવા તેને મારે તો તેથી પિતા ક્લેશ કરતો નથી અથવા ક્રોધ કરતો નથી, પણ બાલકને ઉલટો તે લાડ લડાવે છે તેજ પ્રમાણે જ્ઞાની વર્તે છે. અજ્ઞાની જ્ઞાનીની નિંદા કર અથવા સ્તુતિ કરે, પણ જ્ઞાની તેમની નિંદા કરત નથી કે સ્તુતિ પણ કરતો નથી, પણ તેમને જે રીતે જ્ઞાન થાય તે પ્રમાણે તે વર્તે છે. જે કાર્યથી અજ્ઞાનીને જ્ઞાન થાય તે કાર્ય

જ્ઞાનીએ કરવાની જરૂર છે; કેમકે અજ્ઞાનીને જ્ઞાન આપવું તે સિવાય બીજું કંઈપણ કર્તવ્ય આ લોકમાં જ્ઞાનીનું નથી.

---

## જ્ઞાનની તૃપ્તી.

જ્ઞાની કૃતકૃત્યપણાથી અને પ્રાપ્તપ્રાપ્યપણાથી સંતોષ પામી મનમાં નિરંતર એમ માને છે, કે હું સ્વસ્વરૂપને સાક્ષાત જાણું છઉં; મને બ્રહ્માનંદ સ્પષ્ટ સ્ફૂરે છે; હું આજ સંસારિક દુઃખ નજરે જોતો નથી; મારૂં અજ્ઞાન કયાંય પણ નાસી ગયું છે; મારે કંઇપણ કર્તવ્ય બાકી રહ્યું નથી; મળવા યોગ્ય સર્વ મને આજ મળ્યું છે; મારી તૃપ્તિ લોકમાં કોઇપણ સાથે સરખાવી શકાય એવી નથી; એથી મારૂં મ્હોટું ધન્ય ભાગ્ય છે; હું ધન્ય છું, હું ધન્ય છું, મારૂં પુણ્ય શ્રેષ્ટ છે. તે દૃઢ રીતે ફળ્યું છે; તે પુણ્યના પ્રતાપથી મને .ષ્ટતા પ્રાપ્ત થઈ છે; એ પ્રમાણે જ્ઞાની નિત્ય સંતોષ માની આનંદમાં રહે છે.

આ અધ્યાત્મશાસ્ત્ર, તેનો ઉપદેશ કરનાર ગુરૂ, અપરોક્ષ જ્ઞાન અને તેથી થતું પરમ સુખ, એ સર્વ સર્વોત્તમ છે. જે મુમુક્ષુ પુરૂષો આ તૃપ્તિદીપનું નિત્ય અનુસંધાન કર્યા કરે છે, તેઓ બ્રહ્માનંદમાં નિમગ્ન થઇને નિરંતર સંતોષથી રહે છે.

---

## પ્રકરણ ૮ મું.

## કૂટસ્થદીપ.



### શરીરની બહાર તથા અંદર બ્રહ્મ તથા કુટસ્થથી ચિદાભાસના ભેદનું નિરૂપણ.

---

બ્રહ્મ અને આત્માની એકતાનું જ્ઞાન થવું, એ મુમુક્ષુઓને મોક્ષનું સાધન છે, તેથી ત્વં

પદાર્થનું શોધન કરવું જોઇએ. તે માટે આ પ્રકરણ રચાયલું છે. ત્વંપદના બે અર્થ થાય છે, કુટસ્થ અને જીવ. કુટસ્થ એટલે નિર્વિકારી ચૈતન્ય તે સામાન્ય રીતે સર્વમાં વ્યાપક છે, અને જીવ વિશેષ ચૈતન્ય છે. એ બંને ચૈતન્ય કુટસ્થ અને જીવ, સ્થૂળ દેહનો પ્રકાશ કરે છે, અને તે બન્ને ભિન્ન ભિન્ન છે, એવું તાત્પર્ય આ પ્રકરણનું છે.

સૂર્યનો પ્રકાશ ભિંત ઉપર પડે છે, તે સામાન્ય પ્રકાશ છે. તેમજ સૂર્યનું પ્રતિબિંબ દર્પણમાં પડે અને તે પરાવર્તન પામી તેનો પ્રકાશ ભિંત ઉપર પડે છે, તે વિશેષ પ્રકાશ છે. તેજ પ્રમાણે કુટસ્થ આ દેહનો સામાન્યપણે પ્રકાશ કરે છે. અને બુદ્ધિમાં રહેલો જીવ દેહનો વિશેષપણે પ્રકાશ કરે છે અનેક દર્પણમાં પડેલા સૂર્યના પ્રતિબિંબની પ્રભાના મધ્યમાં આકાશમાંના સૂર્યની પ્રભા સ્પષ્ટ જણાય છે, અને દર્પણના સૂર્યની પ્રભાનો અભાવ

હોય, તોપણ સૂર્યનો પ્રકાશ તો પડેછેજ; તેમજ જાગ્રત અને સ્વપ્નાવસ્થામાં અનેક ચિદાભાસ સહિત બુદ્ધિવૃત્તિઓનો અને સુષુપ્તિમાં બુદ્ધિ વૃત્તિના અભાવનો પ્રકાશ એ કુટસ્થજ કરે છે, તેથી ચિદાભાસ અને બુદ્ધિવૃત્તિથી કુટસ્થ ભિન્ન છે, એમ જાણવું.

ઘટાદિ બહારના પદાર્થોને આકારે બુદ્ધિ થઇ તે પદાર્થનું ગ્રહણ કરે છે. બુદ્ધિમાં રહેલો ચિદા ભાસ તે પદાર્થનો પ્રકાશ કરે છે, અને તે ઘટાદિ પદાર્થ જાણ્યો એવી રીતની તેની જ્ઞાતતા બ્રહ્મ ચૈતન્યથી પ્રકાશિત થાય છે. એ પ્રમાણે બુદ્ધિ, ચિદાભાસ અને કુટસ્થના ભિન્ન ભિન્ન કાર્ય છે. ઘટમાં જ્ઞાતતા એટલે ઘટ જાણ્યો, એવો જાણવા રૂપ ધર્મ અને અજ્ઞાતતા એટલે ઘટ જાણ્યો નથી, એવો ન જાણવા રૂપ ધર્મ, એ બે ધર્મ છે. બુદ્ધિના ઉદય પેહેલાં ઘટમાં ન જાણવા રૂપ ધર્મ

રહે છે, તેથી બ્રહ્મજ તેનો પ્રકાશ કરે છે, અને બુદ્ધિનો ઉદય થયા પછી પણ બ્રહ્મજ તેનો પ્રકાશ કરે છે, તેથી તે જણાય છે. ચિદાભાસ સહિત બુદ્ધિવૃત્તિ તે જ્ઞાન, અને જડતા તે અજ્ઞાન કહેવાય છે. જ્ઞાનની વ્યાપ્તિથી જ્ઞાત ઘટ અને અજ્ઞાનની વ્યાપ્તિથી અજ્ઞાત ઘટ, એમ બે પ્રકારનો ઘટ કહેવાય છે. અજ્ઞાતઘટ બ્રહ્મથી ભાસવા યોગ્ય છે, તો જ્ઞાત ઘટ તે પ્રમાણે કેમ નહિ ભાસે? એવી શંકાનું સમાધાન એ છે કે, જ્ઞાતતા ધર્મની ઉત્પત્તિ કરી ચિદાભાસ એટલે જ્ઞાન ક્ષિણ થાય છે, તેથી જ્ઞાત ઘટ પણ બ્રહ્મચૈતન્યે કરી જાણવા યોગ્ય છે. ચિદાભાસ રહિત બુદ્ધિથી જ્ઞાતતા ઉત્પન્ન થઇ શકતી નથી. ચિદાભાસ બ્રહ્મનું પ્રતિબંબ છે, તેથી તે બુદ્ધિનો પ્રકાશ કરે છે. ચિદાભાસની મદદથીજ બુદ્ધિ પદાર્થોમાં જ્ઞાતતા ઉત્પન્ન કરે છે. ચિદાભાસ વિનાની બુદ્ધિ અને વિકારવાળી મૃત્તિકાદિમાં કંઇ

ભેદ નથી. બન્ને અપ્રકાશક જડ છે. તેથી ચિદાભાસ વિનાની કેવળ બુદ્ધિથી વ્યાપ્ત થયલો ઘડો જાણ્યો એમ કહેવાશે નહિ. ઘડામાં ચિદાભાસ રૂપ ફલની ઉત્પત્તિથીજ જ્ઞાતતા છે. બ્રહ્મચૈતન્ય ફલ થઈ શકે નહિ, કેમકે તેતો પ્રમાણની પ્રવૃત્તિ પેહેલાં પણ વિદ્યમાન છે. એ કારણથી ચિદાભાસની જરૂર છે.

બ્રહ્મચૈતન્ય અને ફલચૈતન્ય એટલે ચિદાભાસ એ બે એક નથી પણ ભિન્ન છે. વેદાંત વાકયમાં પ્રમાણથીજ તે ભિન્ન કરે છે. વાર્તિકકારે કહેલું છે કે બ્રહ્મચૈતન્ય સદૃશ ચિદાભાસ છે અને ઉપદેશસહસ્રીમાં ને બેનો ભેદ સારી રીતે પ્રતિપાદન કર્યો છે. એમ હોવાથી ચિદાભાસ ઘટમાં જ્ઞાતપણાને ઉત્પન્ન કરે છે. પછી અજ્ઞાતપણાની પેઠે તેનો પ્રકાશ બ્રહ્મચૈતન્યથી થાય છે.

બુધ્ધિવૃત્તિ, ચિદાભાસ અને ઘડો એ ત્રણના સમુદાયનો પ્રકાશ બ્રહ્મચૈતન્યથી થાય છે, પણ

ચિદાભાસતો એકલા ઘડાનોજ પ્રકાશ કરે છે. બ્રહ્મચૈતન્ય અને ચિદાભાસ એ બન્નેથી ઘડો જણાય છે, માટે ઘડામાં દ્વિગુણ ચૈતન્ય છે. એ બ્રહ્મ ચૈતન્યને નૈયાયિકો અનુવ્યવસાય એ નામથી ઓળખે છે. આ ઘડો છે એ પ્રમાણે કહેવું ચિદાભાસના પ્રસાદથી થાય છે; અને ઘડો જાણ્યો એમ કહેવું બ્રહ્મના અનુગ્રહથી થાય છે.

---

## દેહમાં ચિદાભાસ અને કુટસ્થનો ભેદ.

દેહની બહાર જેમ ચિદાભાસ અને કુટસ્થનું વિવેચન કર્યું, તેમ હવે દેહની અંદર તેમનું વિવેચન કરવું જોઇએ. જેમ તપાવેલા લોઢામાં અગ્નિ વ્યાપીને રહે છે, તેમ અહંવૃત્તિમાં અને કામક્રોધાદિ વૃત્તિઓમાં ચિદાભાસ વ્યાપ્ત છે. જેમ તપાવેલું લોઢું માત્ર પોતાનોજ પ્રકાશ કરે છે, પણ બીજા કોઇનો પ્રકાશ કરી શકતું નથી, તેમ

ચિદાભાસ સહિત વૃત્તિઓ પોતપોતાનો પ્રકાશ કરે છે. પ્રથમ અહંવૃત્તિ, પછી કામવૃત્તિ અને પછી ક્રોધવૃત્તિ એમ સર્વ વૃત્તિઓ ક્રમથી વિચ્છેદ પામીને ઉત્પન્ન થાય છે, અને સુષુપ્તિ, મૂર્ચ્છા, તથા સમાધિમાં લય પામે છે. એ સર્વ વૃત્તિઓની સંધિઓ અને અભાવો જે નિર્વિકારી ચૈતન્યથી પ્રકાશીત થાય છે તેજ કુટસ્થ છે. જેમ બહારના ઘડામાં એ ચૈતન્ય એટલે ચિદાભાસ અને કુટસ્થ છે, તેમ વૃત્તિઓમાં પણ બે ચૈતન્ય છે. તેથી સંધિ કરતાં વૃત્તિમાં વધારે પ્રકાશ દેખાય છે.

ઘડાની પેઠે વૃત્તિઓમાં જાણવાપણું અને ન જાણવાપણું કોઇપણ કાળે હોતું નથી, કારણ કે વૃત્તિઓ પોતાનું ગ્રહણ કરી શકતી નથી, અને તેઓ અજ્ઞાનનો નાશ કરે છે.

કુટસ્થચૈતન્ય અને ચિદાભાસચૈતન્ય એ બેમાં ચિદાભાસ વિકારી છે, કેમકે તેનો જન્મ અને નાશ

અનુભવમાં આવે છે. તેથી ભિન્ન કુટસ્થ નિર્વિકારી છે. અંતઃકરણ અને તેની વૃત્તિઓના સાક્ષી ઇત્યાદિ વાક્યોમાં પ્રાચીન આચાર્યોએ અનેક પ્રકારે કુટસ્થનોજ સર્વત્ર નિશ્ચય કર્યો છે. જેમ મુખ, આરસામાં પડતું તેનું પ્રતિબિંબ અને તેનો આધાર દર્પણ છે, તેમ આત્મા, તેનું પ્રતિબિંબ તે ચિદાભાસ, અને તેનો આશ્રય તે અંતઃકરણ છે, એમ શાસ્ત્ર અને યુક્તિ વડે જાણવામાં આવે છે. એ પ્રમાણે ચિદાભાસનું વર્ણન થયલું છે.

---

## ચિદાભાસનું નિરૂપણ.

બુદ્ધિથી અવચ્છિન્ન કુટસ્થ ઘટાકાશની પેઠે બીજા લોકમાં જવા આવવામાં સમર્થ છે, તો પછી ચિદાભાસનું શું પ્રયોજન? એવી શંકા ઉઠે તો તેનું સમાધાન એ છે કે અસંગ કુટસ્થ અંતઃકરણના અવચ્છેદ માત્રથી જીવભાવને પામતો નથી. જો

તેમ માનીએ તો ઘડો અને ભીંત આદિથી અવચ્છિન્ન ચેતનનો પણ જીવભાવ માનવો પડે તે યોગ્ય નથી. તેથી કુટસ્થથી ભિન્ન ચિદાભાસ છે, એમ માનવુંજ વાસ્તવિક છે. બુદ્ધિ સ્વચ્છ હોવાથી ભીંતના જેવી નથી એ વાત ખરી, પણ અવચ્છેદ થવામાં સ્વચ્છતા કારણ નથી. સ્વચ્છ અને અસ્વચ્છ બન્ને પદાર્થોથી અવચ્છેદ થાય છે. ચોખા વેચનાર લાકડાના માપથી ભરે કે સ્વચ્છ કાંસાના માપથી ભરે, પણ તેથી વજનમાં કંઈ ફેર પડતો નથી. એમ છતાં કાંસાના માપમાં અનાજનું પ્રતિબિંબ પડે છે, એ વિશેષ છે, એમ કહેવામાં આવે, તો તેજ પ્રમાણે બુદ્ધિમાં પણ ચિદાભાસ એટલે ચૈતન્યનું પ્રતિબિંબ છે, એમ માનવું જોઇએ. થોડું ભાસવું તે આભાસ છે, અને તેવુંજ પ્રતિબિંબ છે. બિંબના લક્ષણથી રહિત પણ બિંબ જેવું ભાસે તે પ્રતિબિંબ છે. સસંગપણાથી અને વિકારીપણાથી

ચિદાભાસ બિંબના લક્ષણુથી રહિત છે. તોપણ તેનું સ્ફૂરણુરૂપપણું છે તેજ પ્રતિબિંબ જેવું ભાસે છે.

જેમ મૃતિકા હોય તોજ ઘડો થાય છે, અને તે મૃતિકાથી ભિન્ન નથી, તેમ બુદ્ધિ હોય તોજ ચિદાભાસ થાય છે અને તે બુદ્ધિથી જૂદો નથી, એમ જો કહેવામાં આવે તો તે શંકા ખોટી છે. એ પ્રમાણે તો બુદ્ધિ પણ પોતાના દેહથી જૂદી નથી એમ ઠરે. પણ બુદ્ધિ દેહથી ભિન્ન છે, કેમકે દેહ મરણુ પામે તોપણ બુદ્ધિ રહે છે, એમ શ્રુતિ કહે છે. તેજ પ્રમાણે બુદ્ધિથી ભિન્ન ચિદાભાસ છે, એમ પ્રવેશશ્રુતિમાં કહેલું છે. બુદ્ધિની ઉપાધિવાળાનો પ્રવેશ થઇ શકે એમ કહેવું ખરૂં નથી, કેમકે ઐતરેય ઉપનિષદમાં કહેલું છે કે “ બુદ્ધિથી ભિન્ન આત્માએ પ્રવેશનો સંકલ્પ કરીને પ્રવેશ કર્યો ” ઇંદ્રિય અને દેહવાળું સ્થૂળ મારા વિના રહી શકે નહિ એમ વિચારી આ પરમાત્મા એ મસ્તકની

સીમા એટલે બ્રહ્મરંધ્રને ભેદી તેમાં પ્રવેશ કર્યો. એ રીતે તે સંસારને પ્રાપ્ત થાય છે. અસંગ પરમાત્મા પ્રવેશ કેમ કરી શકે, એમ કોઇ કહે તો અસંગ પરમાત્મા સૃષ્ટિ પણ કેમ રચી શકે? સૃષ્ટિકર્તા માયિક છે તે માયાથી સૃષ્ટિ રચે છે અને તેનો વિનાશ થાય છે. તેજ પ્રમાણે પ્રવેશકર્તા પણ માયિક છે. તે માયાથી પ્રવેશ કરે છે. માયિકપણું અને વિનાશ તે બન્નેમાં સમાન છે.

યાજ્ઞવલ્કયે મૈત્રેયીને કહ્યું છે કે આત્મા દેહ ઇંદ્રિય આદિ પંચભૂતોના કાર્યરૂપ ઉપાધિથી જીવ-પણાનું અભિમાન પામીને તેમની પાછળજ વિનાશ પામે છે. એ પ્રમાણે ઉપાધિવાળો જીવ માયિક અને વિનાશી છે એમ જણાવેલું છે, પણ કુટસ્થ આત્માને દેહ ઇંદ્રિય આદિ સાથે કંઇ સંસર્ગ નથી અને તે અવિનાશી છે, એમ કુટસ્થનું વિવેચન કર્યું છે. એ રીતે જીવ અને કુટસ્થનો ભેદ જણાવ્યો છે.

જીવરહિત શરીર મરે છે, પણ જીવ મરતો નથી, એ વાત પ્રસિદ્ધ છે. એમાં જીવ મરતો નથી એમ કહેવાનો અર્થ મોક્ષ પરત્વે નથી, પણ લોકાંતરમાં જીવની ગતિ થાય છે એવો અર્થ છે. જીવ વિનાશી હોય તો હું બ્રહ્મ છું એવું જ્ઞાન જીવને થઇ શકે નહિ, એમ શંકા લેવામાં આવે તો તે શંકા ખોટી છે; કેમકે હું બ્રહ્મ છું એમ કહેવામાં જીવ અને બ્રહ્મની એકતા જણાવેલી છે. તે એકતા અથવા સામાનાધિકરણનો સંભવ બાધ એટલે નાશમાં પણ છે. જેમ કોઇ પુરૂષ હોય તેને ઝાડનું ઠુંઠું સમજવામાં આવે, પણ પુરૂષનું જ્ઞાન થાય ત્યારે ઠુંઠાનું જ્ઞાન નિવૃત્ત થાય છે, તેમ હું બ્રહ્મ છું એવું જ્ઞાન થાય ત્યારે અહંબુદ્ધિ નિવૃત્ત થાય છે. એ પ્રમાણે નૈષ્કર્મ્યસિદ્ધિ નામના ગ્રંથમાં આચાર્યોએ સામાનાધિકરણ્ય એટલે એકતાનું બાધાર્થપણું સ્પષ્ટ રીતે કહેલું છે. જેમ સર્વ બ્રહ્મ છે

એ વાક્યમાં બ્રહ્મ અને જગતનું સામાનાધિકરણ્ય છે, તેમજ હું બ્રહ્મ છું એ વાક્યમાં જીવ અને જગતનું સામાનાધિકરણ્ય થાય છે. એ બાધસામાનાધિકરણ્ય એટલે એકનો બાધ એટલે નિષેધ કર્યાથી એકતા થાય છે.

વિવરણકારે બાધસામાનાધિકરણ્યના બાધાર્થ પણાનું ખંડન પ્રયત્નથી કરેલું છે. તેમાં અહં શબ્દનો અર્થ કુટસ્થ છે એમ જણાવવાનો તેનો હેતુ છે. ત્વં પદનો શુદ્ધ અર્થ કુટસ્થ છે. તેની બ્રહ્મરૂપતા કહેવા માટે વિવરણમાં તથા બીજા ગ્રંથોમાં બાધસામાનાધિકરણ્યનું ખંડન કરેલું છે તે યથાર્થ છે.

---

## બ્રહ્મની સાથે એકતા કરવા માટે કુટસ્થનું વિવેચન.

હવે કુટસ્થનું બ્રહ્મ સાથે ઐક્ય પ્રતિપાદન કરવા માટે કુટસ્થ શબ્દના અર્થ સ્પષ્ટ કરવામાં

આવે છે. દેહ, ઇંદ્રિય, મનથી યુક્ત અથવા સ્થૂળ અને સૂક્ષ્મ શરીર સહિત જે ચિદાભાસ એટલે જીવરૂપી ભ્રમ તેનું જે અધિષ્ટાન ચૈતન્ય તેને વેદાંતમાં કુટસ્થ કહે છે, અને સમગ્ર જગતરૂપી ભ્રમનું જે અધિષ્ટાન ચૈતન્ય તેનું નામ બ્રહ્મ છે. જ્યારે એજ ચૈતન્યમાં જગતનો આરોપ કરવામાં આવે છે, તો જગતનો એક અંશ જે જીવ છે, તેનો આરોપ કરવામાં આવે એમાં શું આશ્ચર્ય ? વાસ્તવિક રીતે ચૈતન્ય તો એકજ છે, પણ તત્-પદ અને ત્વંપદના અર્થ ભિન્ન છે. તે ઉપાધિને લીધે છે. તત્પદ એટલે બ્રહ્મની ઉપાધિ જગત છે અને ત્વંપદ એટલે કુટસ્થની ઉપાધિ જીવ છે.

જીવનું અધિષ્ટાન જે બુદ્ધિ તેના કર્તાપણું, ભોક્તાપણું આદિ ધર્મો જીવમાં પ્રતિત થાય છે, તેમજ સ્ફુરણારૂપી જીવનો ધર્મ તે પણ તેમાં પ્રતિત થાય છે. એ કારણથી જીવ ભ્રમ ગણાય છે. બુદ્ધિ

કોણ છે, એ આભાસ એટલે જીવ કોણ છે, અને એમાં જગત કેવી રીતે રચ્યું છે, એ સંબંધીનું અજ્ઞાનજ જીવને મોહ ઉત્પન્ન કરે છે, અને એ મોહ તેજ આ સંસાર છે. એ બુદ્ધિ, જીવ, આત્મા અને જગતના સ્વરૂપનું જેને જ્ઞાન હોય તેજ તત્વ-વેત્તા કહેવાય, અને તેજ મુક્ત છે, એવો વેદાંતનો નિશ્ચય છે. એમ હોવાથી બંધ કોને થશે એવો કુતર્ક કોઈ કરે તો તેનું ખંડન ખંડનગ્રંથોમાં કહેલા પ્રકારે દઢપણે કરવું જોઇએ.

શિવપુરાણમાં કુટસ્થનું વિવેચન આ પ્રમાણે કરેલું છે. શિવ એટલે કુટસ્થ તે કામક્રોધાદિ વૃત્તિઓનો સાક્ષી છે, તેમ તેમના પ્રાગભાવનો પણ તે સાક્ષી છે. તત્વજીજ્ઞાસા થાય ત્યારે તેનો તથા હું અજ્ઞાની છું એમ અનુભવમાં આવતા અજ્ઞાનનો સાક્ષી પણ તેજ છે. એ શિવ અસત્ય જગતનું અધિષ્ટાન હોવાથી સત્ય છે, સર્વ જડ પદાર્થનો

પ્રકાશ કરવાવાળો હોવાથી ચિદ્રૂપ છે, સદા પ્રેમ પાત્ર હોવાથી આનંદરૂપ છે, સર્વ પદાર્થનો પ્રકાશ કરવાવાળો હોવાથી તથા સર્વની સાથે સંબંધ ધરાવનાર હોવાથી સંપૂર્ણ છે. તે જીવભાવ તથા ઇશ્વરભાવથી રહિત છે, અદ્વિતિય છે, સ્વયંપ્રકાશ છે, અને કલ્યાણરૂપ છે.

---

## જીવાદિ જગતનું માયિકપણું અને કુટસ્થનું અદ્વિતીયપણું.

શ્રુતિનાં વચન છે કે માયા આભાસે કરીને જીવ તથા ઇશ્વરને કરે છે, તેથી જીવ તથા ઇશ્વર માયિકજ છે, પણ તે કાચના જેવા સ્વચ્છ છે. જેમ અન્નથી થયલું મન દેહ કરતાં સ્વચ્છ છે, તેમ તે બે માયિક છે, તોપણ બીજા સર્વ પદાર્થ કરતાં સ્વચ્છતાને પામ્યા છે. તેઓ ચૈતન્યપણાથી પ્રકાશે છે, માટે તેઓની ચિદ્રૂપતા માનવી જોઇએ.

સર્વ પ્રકારની કલ્પના કરવામાં સમર્થ એવી માયાને તેમની ચિદ્રૂપતાની કલ્પના કરવી કંઇ કઠણ નથી. નિદ્રા જીવની એક પ્રકારની માયા છે. તે પણ સ્વપ્નમાં ચેતનરૂપ જીવ ઇશ્વરને સૃજે છે, તો બ્રહ્મની જે મહામાયા તે તેમને સૃજે તેમાં શું આશ્ચર્ય? ઇશ્વરના સર્વજ્ઞતાદિક ધર્મો પણ માયા કલ્પે છે. ઇશ્વર જે ધર્મી કહેવાય છે તેની કલ્પના માયા કરે છે, તો પછી તેના ધર્મોની કલ્પના કરવામાં તેને શું ભાર પહોંચે એમ છે? એ ઉપરથી કુટસ્થના માયિકપણાની શંકા કરવી નહિ, કેમકે કુટસ્થના માયિકપણામાં તો કંઇપણ પ્રમાણ નથી. સર્વ શ્રુતિઓ કુટસ્થની વાસ્તવતા પોકારી પોકારીને પ્રતિપાદન કરે છે, અને તે વિરૂદ્ધ કોઇપણ વસ્તુને તેઓ જરા પણ સહન કરતી નથી. તે વિરૂદ્ધ સર્વનો તેઓ નિષેધ કરે છે. એ પ્રમાણે શ્રુતિઓનો સ્પષ્ટ અર્થ છે. એમાં કંઇ તર્કની વાત નથી. કુતર્કોનો એમાં

અવકાશજ નથી. માટે મુમુક્ષુ પુરૂષે કુતર્ક તજી શ્રુતિનો આશ્રય લેવો જોઇએ. શ્રુતિમાં તો દર્શાવ્યું છે કે માયા જીવ ઇશ્વરને રચે છે.

ઇક્ષણથી આરંભી પ્રવેશ પર્યંતની સૃષ્ટિ ઇશ્વર કૃત છે, અને જાગૃતથી આરંભી મોક્ષ પર્યંતનો સંસાર જીવકૃત છે. કુટસ્થ સર્વદા અસંગજ છે. તેમાં કંઇપણ વિકાર થતો નથી. મુમુક્ષુપુરૂષે નિત્ય મનમાં એવો વિચાર કરવો કે કુટસ્થનો નાશ નથી, ઉત્પત્તિ નથી, બંધન નથી, સાધક નથી, મુમુક્ષુ નથી, અને મુક્તપણુ નથી. એજ પરમાર્થતા છે કુટસ્થ મન વાણીને અગોચર છે. તેના સ્વરૂપનું જ્ઞાન થવા માટે જીવ, ઇશ્વર અને જગતનો આશ્રય કરીને શ્રુતિ બોધ કરે છે, કે જીવ, ઇશ્વર અને જગત મિથ્યા છે અને કુટસ્થ સત્ય છે.

સુરેશ્વરાચાર્યે કહેલું છે કે મનુષ્યોને જે પ્રકારે પ્રત્યગાત્મા વિષે યથાર્થ જ્ઞાન થાય, તે પ્રકાર

ઉત્તમ છે, અને તે તે પ્રકારે શ્રુતિઓ ઉપદેશ કરે છે. જડ પુરૂષો શ્રુતિના સંપૂર્ણ તાત્પર્યને જાણતા નથી, તેથી તેઓ ભ્રમણમાં પડે છે; પણ વિવેકી પુરૂષો સઘળા તાત્પર્યને જાણે છે અને આનંદ સમુદ્રમાં મગ્ન રહે છે. માયારૂપી મેઘ જગતરૂપી જળને ગમે તે પ્રકારે વર્ષાવે, તેથી બ્રહ્મરૂપી આકાશને કંઇ હાની અથવા લાભ નથી.

જે પુરૂષ આ કુટસ્થ દીપનું નિરંતર શ્રવણ મનનરૂપ અનુસંધાન કરે છે, તે પોતે નિરંતર કુટસ્થરૂપેજ નિર્વિકારી રહે છે.

---

## પ્રકરણ ૯ મું.

---

### ધ્યાનદીપ.

---

આટલે સુધી વેદાંતશાસ્ત્ર પ્રમાણે એવું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, કે જે પુરૂષ વિવેકાદિ

સાધનચતુષ્ટયસંપન્ન હોય. અને શ્રવણ. મનન અને નિદિધ્યાસન સારી રીતે કરે. તેને તત્પદ અને ત્વંપદના અર્થના વિવેચન પૂર્વક 'તત્વમસિ' આદિ મહાવાક્યના અર્થનું અપરોક્ષ જ્ઞાન થાય છે, અને તેથી તેને બ્રહ્મભાવરૂપ મોક્ષ પ્રાપ્ત થાય છે; પણ જે મંદાધિકારી હોય તેને ઉપનિષદોનું શ્રવણ કર્યાં છતાં બુદ્ધિની મંદતા કે બીજા કોઇ પ્રતિબંધને લીધે મહાવાક્યના અર્થનું અપરોક્ષ જ્ઞાન થતું નથી. તેમને તેવું જ્ઞાન થાય, અને તેથી મોક્ષની પ્રાપ્તિ થાય, એ હેતુથી આ પ્રકરણમાં એવું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, કે બ્રહ્મની ઉપાસનાથી પણ મોક્ષની પ્રાપ્તિ થાય છે. ભક્તિ, પૂજા, ધ્યાન એ સર્વનો ઉપાસનામાં સમાવેશ થાય છે.

બ્રહ્મ તત્વની ઉપાસનાથી સંવાદિ ભ્રમની પેઠે મુક્તિ પ્રાપ્ત થાય છે, એટલા માટે ઉત્તરતાપ

તીય ઉપનિષદમાં અનેક પ્રકારની ઉપાસના કહેલી છે. ભ્રમ અથવા ભ્રાંતિ બે પ્રકારની છે, સંવાદિ ભ્રમ અને વિસંવાદિ ભ્રમ. ઘરમાં બળતા દીવાનો પ્રકાશ અંધારામાં બહાર પડતો હોય, અને પાસે બીજા સ્થળમાં મણિ પડેલો હોય, તેનો ઝઘઝઘાટ પણ રસ્તામાં પડયો હોય, ત બંને પ્રકાશ દૂરથી જોઈ બે પુરૂષને ભ્રાંતિ થઇ કે તે મણિનો પ્રકાશ છે, અને મણિ જાણી તે લેવાને બંને દોડે છે. એ બન્નેની ભ્રાંતિ સમાન છે, પણ બેના ફળમાં ભેદ છે. મણી જાણી દીવાના પ્રકાશ તરફ જે દોડે છે તેને મણિ પ્રાપ્ત થતો નથી, પણ મણિના પ્રકાશ તરફ દોડનારને મણિ અવસ્ય મળે છે. એ દીવાની પ્રભામાં મણિની ભ્રાંતિ થઇ તે વિસંવાદિ ભ્રમ છે, અને મણિની પ્રભામાં મણિની ભ્રાંતિ તે સંવાદિ ભ્રમ કહેવાય છે.

વરાળને ધુમાડો જાણી ત્યાં અગ્નિ છે એવું અનુમાન કરવામાં આવે અને દેવ ઇચ્છાથી અગ્નિ

પ્રાપ્ત થાય તો તે સંવાદિ ભ્રમ ગણાય છે. ગોદાવરીના જળને ગંગાજળ માની શુદ્ધિને માટે તેવડે માર્જન કરવામાં આવે છે અને તેથી શુદ્ધિ પ્રાપ્ત થાય છે, તે પણ સંવાદિ ભ્રમ મનાય છે. કોઇ પુરૂષને જ્વરમાં સન્નિપાત થયો હોય અને તે ભ્રાંતિમાં નારાયણનું સ્મરણ કરતો મરણ પામે અને સ્વર્ગમાં જાય, તે પણ સંવાદિ ભ્રમ મનાય છે. એ પ્રમાણે પ્રત્યક્ષ વિષયમાં અનુમાન વિષયમાં અને શાસ્ત્રના વિષયમાં કરોડો સંવાદિ ભ્રમ થાય છે એ સંવાદિ ભ્રમ ન માનીએ તો માટી, કાષ્ટ અને પાષાણની મૂર્તિઓ દેવતા કેમ થઇ શકે? અને અગ્નિ આદિની બુદ્ધિથી પંચાગ્નિ વિદ્યામાં સ્ત્રી આદિ ઉપાસના યોગ્ય કેમ થાય?

મિથ્યા જ્ઞાનથી પ્રવૃત્ત થતાં કાકતાલીય ન્યાય પ્રમાણે ઇષ્ટ ફળ પ્રાપ્ત થાય તે સંવાદિ ભ્રમ કહેવાય છે. જેમ સંવાદિ ભ્રમ છે તોપણ તે યથાર્થ

ફળ આપે છે તેમ બ્રહ્મતત્વની ઉપાસના પણ ભ્રમ છે, છતાં તે મુક્તિરૂપી ફળ આપવાવાળી છે.

---

## પરોક્ષ જ્ઞાનપૂર્વક ઉપાસનાનો પ્રકાર.

પુરૂષ વેદાંતના શ્રવણથી બ્રહ્મતત્વ અખંડ અદ્વૈત સ્વરૂપ છે, એમ પરોક્ષપણે જાણીને તે બ્રહ્મ હું છું, એમ ઉપાસના કરે છે. આત્મસ્વરૂપનાં દર્શન પ્રત્યક્ષ થતાં નથી, તોપણ શાસ્ત્રથી વિષ્ણુ આદિની મૂર્તિની પેઠે બ્રહ્મ છે એવું સામાન્ય જ્ઞાન થાય છે. એ સામાન્ય જ્ઞાન તે પરોક્ષ જ્ઞાન છે. વિષ્ણુ આદિ મૂર્તિના ચતુર્ભુજ વિગેરે ચિન્હોનું જ્ઞાન શાસ્ત્રથી થાય છે, તોપણ ઇંદ્રિઓથી વિશ્ણુઆદિ દેવના પ્રત્યક્ષ દર્શન થતાં નથી, તેથી તેવા જ્ઞાનવાળો પુરૂષ પરોક્ષ જ્ઞાનીજ કહેવાય. એ જ્ઞાન પરોક્ષ છે, તો પણ તે ભ્રમરૂપ ગણાતું નથી, કારણકે તેથી પ્રમાણરૂપ શાસ્ત્ર પ્રમાણે સત્ય મૂર્તિનું ભાન થાય

છે શાસ્ત્રથી સચ્ચિદાનંદસ્વરૂપ બ્રહ્મનું ભાન થયા છતાં પણ અંતર આત્મા જે સાક્ષિસ્વરૂપ બ્રહ્મ છે, તેનો સાક્ષાત્કાર થતો નથી. શાસ્ત્રમાં કહેલા માર્ગથી સચ્ચિદાનંદનો નિશ્ચય થાય છે, માટે તેનું પરોક્ષ જ્ઞાન પણ તત્વજ્ઞાન છે, પણ ભ્રમ ગણાતું નથી. વેદાંત શાસ્ત્રમાં મહાવાક્યવડે બ્રહ્મની પ્રત્ય ગ્રુપતાનું વર્ણન કરેલું છે, તોપણ મહાવાક્યના અર્થનો વિચાર જે પુરૂષ કરી શકતો નથી તેને તે દુર્બોધ છે. મંદ બુદ્ધિવાળા પુરૂષને દેહાદિમાં આત્મબુદ્ધિ જ્યાં સુધી જાગતી છે ત્યાં સુધી તે બ્રહ્મને આત્મ સ્વરૂપે જાણવાને હઠથી શક્તિમાન થતો નથી. તોપણ શાસ્ત્ર જાણનાર શ્રદ્ધાળુ પુરૂષને પરોક્ષ બ્રહ્મ જ્ઞાન થાય છે. દેવની પથ્થરની પ્રતિમા અપરોક્ષ એટલે પ્રત્યક્ષ છે અને તેમાં દેવ પરોક્ષ એટલે ગુપ્ત છે. એ પ્રતિમામાં અપરોક્ષ બુદ્ધિ થાય છે તે પરોક્ષ ઈશ્વરપણાનો નાશ કરતી નથી,

કેમકે પ્રતિમામાં રહેલા વિષ્ણુઆદિ ઇશ્વરપણા વિષે કોઇને પણ વિવાદ નથી. તેથી એમ ઠરે છે કે અપરોક્ષ દ્વૈત ભ્રમ પરોક્ષ અદ્વૈત જ્ઞાનનો વિરોધી નથી. મૂર્તિમાં ઇશ્વરપણા વિષે નાસ્તિક માણસો તકરાર કરે, પણ તેવા અશ્રદ્ધાળુ અને અવિશ્વાસુ માણસના ઉદાહરણ ગ્રહણ કરવા યોગ્ય નથી, કેમકે સર્વ વૈદિક કાર્યમાં શ્રદ્ધાળુનેજ અધિકાર છે. સારાંશ એ છે કે જ્ઞાની પુરૂષ એકવાર ઉપદેશ કરે તોપણ તેથી પરોક્ષ જ્ઞાન થાય છે. વિષ્ણુની મૂર્તિમાં વિષ્ણુ છે એવા ઉપદેશથી વિચાર કર્યા વિના પરોક્ષ જ્ઞાન થાય છે.

અનુષ્ઠાન કરવા યોગ્ય કર્મ અને ઉપાસનાનો શાસ્ત્રોમાં વિચાર કરેલો છે. વેદ ચાર છે અને તેની શાખાઓ અનેક છે, અને ભિન્ન ભિન્ન શાખાઓનાં ભિન્ન ભિન્ન કર્મ અને ઉપાસનાઓ છે, તેથી તેમાં અનેક સંશયો ઉત્પન્ન થાય છે,

તેનો નિર્ણય થઈ શકતો નથી. તેના નિર્ણય માટે શાસ્ત્રોમાં વિચાર કરેલો છે.

જે કર્મોનો નિર્ણય થયલો છે, તેનો સંગ્રહ કલ્પસૂત્ર ગ્રંથોમાં કરેલો છે, તેથી આસ્તિકજનો તે કર્મોનું અનુષ્ઠાન કરવાને વિચાર વિના સેહેલથી શક્તિમાન થાય છે. ઉપાસનાઓનું અનુષ્ઠાન ઋષિપ્રણિત ગ્રંથોમાં વર્ણવેલું છે, તે ગુરૂ પાસેથી સાંભળીને વિચાર કરવામાં અસમર્થ પુરૂષો ઉપાસના કરે છે. વેદ વાક્યોનો નિર્ણય કરવાની ઇચ્છાવાળા પંડિતો ભલે વિચાર કરે, પણ કર્મ અને ઉપાસનાનું અનુષ્ઠાન તો યથાર્થ જાણનારના ઉપદેશ માત્રથીજ થઈ શકે છે. તેમાં કંઈ વિચારની જરૂર નથી.

---

## વિચારથી અપરોક્ષ જ્ઞાનની ઉત્પત્તિ.

આત્મવિચાર વિના માત્ર યથાર્થ જાણનારના ઉપદેશથી મનુષ્યોને બ્રહ્મનો સાક્ષાત્કાર એટલે અપ-

રોક્ષ જ્ઞાન કદાપી પણ થવાનો સંભવ નથી. પરોક્ષ જ્ઞાનમાં પ્રતિબંધકર્તા અશ્રધ્ધા છે, પણ વિચારનો અભાવ નથી, અને અપરોક્ષ જ્ઞાનમાં વિચારનો અભાવ પ્રતિબંધ કરે છે. વિચાર કર્યા છતાં મુમુક્ષુને બ્રહ્મ અને આત્માની એકતાનું જ્ઞાન ન થાય તો તેવું જ્ઞાન થતાં સુધી વારંવાર વિચાર કર્યા કરવો જોઇએ. મરણ થતાં સુધીમાં પણ તેવું અભેદજ્ઞાન થાય તો બીજા જન્મમાં પ્રતિબંધનો ક્ષય થવાથી તે પ્રાપ્ત થાયજ. સૂત્રકારે કહેલું છે કે આ જન્મમાં અથવા જન્માંતરમાં અપરોક્ષ જ્ઞાન એ રીતે થાય છે. શ્રુતિ પણ કહે છે કે શ્રવણ કર્યા છતાં બહુ પુરૂષો બ્રહ્મને આ જન્મમાં જાણતા નથી.

વામદેવે પૂર્વજન્મમાં બ્રહ્મ અને આત્માના અભેદનો વિચાર કરેલો હતો, તેથી બીજા જન્મમાં તેને ગર્ભમાંજ અપરોક્ષ જ્ઞાન થયું હતું. જેમ કોઇ

અભ્યાસીને ઘણીવાર કોઇ શ્લોક ગોખ્યા છતાં તે મ્હોડે થતો નથી, પણ બીજે દિવસે વગર ગોખે આગળ ગોખેલા શ્લોકનું સ્મરણ એની મેળે થઈ આવે છે, તેમ વામદેવને બીજા જન્મમાં જ્ઞાન થયું હતું. ખેતીનો પાક અને ગર્ભ લાંબે કાળે પાકીને તૈયાર થાય છે. તેમ આત્મવિચાર પણ ધીરે ધીરે લાંબે કાળે પરિપકવ થાય છે.

---

## અપરોક્ષ જ્ઞાનની ઉત્પત્તિમાં ત્રિવિધ પ્રતિબંધ.

વાર્તિક ગ્રંથમાં સારી રીતે કહેલું છે કે વારંવાર આત્મતત્વનો વિચાર કર્યા છતાં ત્રણ પ્રકારના પ્રતિબંધને લીધે મુમુક્ષુ પુરૂષને તત્વજ્ઞાન થતું નથી તે જ્ઞાન શાથી થાય એમ પુછવામાં આવે તો તેનો ઉત્તર એ છે, કે પ્રતિબંધના ક્ષયથી તે જ્ઞાન થાય છે. ભૂત, ભાવી અને વર્તમાન એ

ત્રણ પ્રકારના પ્રતિબંધ છે. જેમ પૃથ્વિમાં દાટેલા ધનને નહિ જાણનાર માણસ તે ઉપરથી ચાલવા વારંવાર કરે તોપણ તે ધન તેને પ્રાપ્ત થતું નથી, તેમ વેદ અને વેદના અર્થોનો જેણે અભ્યાસ કરેલો હોય તેવો પુરૂષ પણ એ પ્રતિબંધને લીધે મુક્તિ પામતો નથી.

લોકમાં વાત ચાલે છે કે એક સન્યાસીને પૂર્વાશ્રમની પોતાની ભેંસમાં સ્નેહ રહી ગયો હતો. તેના પ્રતિબંધને લીધે તેને તત્વજ્ઞાન થયું નહિ. પણ જ્યારે તેના ગુરૂએ ભેંસના સ્નેહને અનુસરીને તેને ઉપદેશ કર્યો ત્યારે પ્રતિબંધનો ક્ષય થવાથી તેને યથાર્થ જ્ઞાન થયું હતું. એ ભૂતપ્રતિબંધ છે. વર્તમાન પ્રતિબંધ ચાર પ્રકારનો છે. વિષયમાં આસક્તિ, બુદ્ધિની મંદતા, કુતર્ક, અને વિપરીત જ્ઞાનમાં દુરાગ્રહ, એ વર્તમાન પ્રતિબંધનાં લક્ષણ છે. એ પ્રતિબંધોને યોગ્ય શમદમાદિ તથા શ્રવણ

મનન આદિ સાધનોથી પ્રતિબંધનો ક્ષય કર્યાથી પોતાની બ્રહ્મરૂપતાનું જ્ઞાન થાય છે. ભાવિ પ્રતિબંધ તે પ્રારબ્ધ કર્મ છે. તેનો ક્ષય વામદેવને એક જન્મમાં અને જડભરતને ત્રણ જન્મમાં થયો હતો, એમ શાસ્ત્રમાં કહેલું છે.

શ્રી ભગવદ્ગીતામાં કહેલું છે કે યોગભ્રષ્ટના ઘણા જન્મ થાય ત્યારે તેના ભાવિ પ્રતિબંધનો ક્ષય થાય છે. આત્મતત્વનો વિચાર નિષ્ફળ થતો નથી. આત્મતત્વનો વિચાર કરતાં સાક્ષાત્કાર થતાં પહેલાં જે પુરૂષનું મરણ થાય તે યોગભ્રષ્ટ કહેવાય છે. તે જો સકામ યોગભ્રષ્ટ હોય તો આત્મતત્વના વિચારથી મરણ પછી પુણ્યવાન લોકને પ્રાપ્ત થાય છે, અને પછી પવિત્ર અને શ્રીમંતને ઘેર તેનો જન્મ થાય છે; અને જો તે નિષ્કામ યોગભ્રષ્ટ હોય તો બ્રહ્મતત્વના વિચારથી બુદ્ધિવાન યોગીઓના કુળમાં જન્મ લે છે એવો જન્મ

થવો તે પણ દુર્લભ છે. ત્યાં તેને પૂર્વ જન્મમાં કરેલા આત્મતત્વના વિચારથી બુદ્ધિનો સંસ્કાર પાછો ઉદય પામે છે અને તેથી ફરી આત્મતત્વના વિચારમાં તે અધિક પ્રયત્ન કરે છે. તે વર્તમાન જન્મમાં કર્મને વશ છતાં પૂર્વ જન્મમાં કરેલા તત્વ વિચારનો અભ્યાસ તેને તત્વ વિચારમાંજ ખેંચે છે. એ પ્રમાણે અનેક જન્મમાં આત્મતત્વના વિચારના અભ્યાસથી અંતે તેને સાક્ષાત્કાર થાય છે અને તેનો મોક્ષ થાય છે,

જે પુરૂષને બ્રહ્મ લોકની ઇચ્છા પરિપૂર્ણ હોય તેને રોકીને તે આત્મતત્વનો વિચાર કરે, તો તેથી તેને આત્મસાક્ષાત્કાર થતો નથી, પણ બ્રહ્મ લોકની પ્રાપ્તિ થાય છે. ત્યાં તેને આત્માનું અપરોક્ષ જ્ઞાન થાય છે, અને મહાપ્રલય વખતે બ્રહ્માની સાથે તેની મુક્તિ થાય છે.

કેટલાક પુરૂષો એવા હોય છે કે તેમના પાપ કર્મને લીધે તેમને આત્મવિચારમાં પ્રતિબંધ થાય છે. એવા ઘણા પાપીપુરૂષોને આત્મતત્વનું શ્રવણ પણ દુર્લભ છે, એમ શ્રુતિમાં કહેલું છે.

---

## નિર્ગુણ બ્રહ્મની ઉપાસના.

જે પુરૂષ અત્યંત મંદ બુદ્ધિને લીધે અથવા યોગ્ય ગુરૂ, વેદાંતના પુસ્તક, દેશકાળની અનુકુળતા આદિ સામગ્રીના અભાવને લીધે બ્રહ્મવિચાર કરી શકે નહિ, તેણે નિરંતર બ્રહ્મની ઉપાસના કરવી. નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાનો અસંભવ નથી, કેમકે ઉપાસના એટલે ચિત્તવૃત્તિના પ્રવાહનો સંભવ જેમ સગુણ બ્રહ્મમાં છે, તેમ નિર્ગુણ બ્રહ્મમાં પણ છે. જો કોઇ એમ કહે કે નિર્ગુણ બ્રહ્મ વાણી અને મનને અગમ્ય છે, તેથી તે ઉપાસના કરવા યોગ્ય નથી, તો તેવા બ્રહ્મનું જ્ઞાન

પણુ સંભવે નહિ. જ્યારે જ્ઞાની વાણી આદિને અગમ્ય એવા બ્રહ્મને જાણી શકે છે, તો તેવા બ્રહ્મની ઉપાસના કેમ ન થઇ શકે? જો ઉપાસ્યતાથી સગુણપણું પ્રાપ્ત થાય તો વેદ્યતાથી પણ તેમજ થશે. માટે લક્ષણા વૃત્તિથી લક્ષિત બ્રહ્મની ઉપાસના કરવી.

જો એમ કહેવામાં આવે કે બ્રહ્મની ઉપાસ્યતાનો નિષેધ એક શ્રુતિમાં કરવામાં આવ્યો છે, તો બ્રહ્મની વેદ્યતાનો નિષેધ પણ શું બીજી શ્રુતિએ નથી કર્યો? જેમ શ્રુતિને આધારે બ્રહ્મ જાણવા યોગ્ય છે, તેમ શ્રુતિને આધારેજ તે ઉપાસના કરવા યોગ્ય પણ છે; અને જો વેદ્યતા વાસ્તવિક નથી તો ઉપાસ્યતા પણ તેવી કેમ નહિ? માટે જ્ઞાન અને ઉપાસના એ બન્નેમાં વૃત્તિની બ્રહ્માકારતા સમાન છે.

ઉપાસનામાં પણ શ્રદ્ધા રાખવી, તેમાં દ્વેષ કરવો નહિ. ઉપાસનામાં પ્રમાણનો અભાવ છે

એમ કહેવું નહિ. ઘણી શ્રુતિઓમાં ઉપાસનાનું પ્રતિપાદન કરેલું છે. નૃસિંહતાપનીયનો ઉત્તર ખંડ, પ્રશ્નોપનિષદમાં શૈબ્ય પ્રશ્ન, કઠવલ્લી, માંડુક્ય આદિ ઉપનિષદોમાં નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાનું પ્રતિપાદન કરેલું છે.

ઉપાસનાના અનુષ્ઠાનનો પ્રકાર પંચીકરણમાં કહેલો છે. એ જ્ઞાનનું સાધન છે. નિર્ગુણની ઉપાસના કોઇ કરતું નહિ હોય તો ભલે. તે મનુષ્યનો અપરાધ કહેવાય, તેથી ઉપાસના કંઇ દોષવાન ઠરતી નથી. ઉપાસના કરતાં વશીકરણના મંત્રને કેટલાક મૂઢ પુરૂષો વધારે માની તેનો જાપ કરે છે, અને તે કરતાં વધારે મૂઢ પુરૂષો ખેતીવાડી કર્યા કરે છે. મૂઢો ગમે તેમ કરે, પણ નિર્ગુણની ઉપાસના શાસ્ત્રોમાં કહેલી છે. ઉપનિષદોમાં નિર્ગુણની ઉપાસના એકજ છે, માટે સર્વ શાખામાં કહેલા ઉપાસ્ય બ્રહ્મના ગુણોનો એકમાં ઉપસંહાર

કરી ઉપાસના કરવી. વ્યાસે કોઇ સૂત્રમાં બ્રહ્મના વિધેય ગુણો એટલે બ્રહ્મ આનંદરૂપ, જ્ઞાનરૂપ, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, છે, એમ વર્ણન કર્યું છે, અને નિષેધ્ય ગુણો એટલે બ્રહ્મ સ્થૂળ નથી, અણું નથી અદશ્ય છે, અગ્રાહ્ય છે, એમ કોઇ સૂત્રમાં જણાવેલું છે. એ સર્વ ગુણોના સમુદાયનો સમાવેશ એક બ્રહ્મમાં કરી તેની ઉપાસના કરવી. કોઇ એમ શંકા કરે કે નિગુણ બ્રહ્મની ઉપાસનામાં ગુણોનો ઉપસંહાર યોગ્ય નથી, તો તેનો ઉત્તર એ છે કે જો એમ કહેવું અયોગ્ય હોય તો તે બાબત સૂત્રકાર વ્યાસને ઠપકો ઘટે છે. એમાં બીજા કોઇનો દોષ નથી. અત્રે તો વ્યાસના સૂત્રનું કથન કરવામાં આવ્યું છે.

નિર્ગુણ બ્રહ્મના ગુણના વર્ણનમાં સોનાની દાઢી મૂછવાળા સૂર્ય આદિની મૂર્તિનું વર્ણન કર્યું નથી, તેથી બ્રહ્મની નિર્ગુણતામાં કંઇ વિરોધ નથી એમ કહેવું યોગ્ય છે. ગુણોનો પ્રવેશ બ્રહ્મમાં

નથી, પણ તેઓ તો બ્રહ્મના માત્ર લક્ષક છે. તેથી લક્ષણા વૃત્તિએ કરી બ્રહ્મની ઉપાસના કરવાની છે. ઉપર કહેલા આનંદાદિ વિધેય ગુણો અને અસ્થુલાદિ નિષેધ્ય ગુણોથી લક્ષિત જે અખંડ એકરસ આત્મા તે હું પોતે છું, એ પ્રકારે બ્રહ્મની ઉપાસના મુમુક્ષુઓ કરે છે.

---

## જ્ઞાન અને ઉપાસનાનો ભેદ.

જ્ઞાન અને ઉપાસનામાં શો ભેદ છે, એમ કોઈ પૂછે તો તેનો ઉત્તર એ છે, કે જ્ઞાન વસ્તુને આધિન છે, એટલે તેમાં કંઈ વિધિ, ઇચ્છા કે શ્રદ્ધાની જરૂર નથી, પણ ઉપાસના કર્તાને આધિન છે અને તેમાં વિધિ, ઇચ્છા અને શ્રદ્ધાની જરૂર છે. વિચારથી જ્ઞાન ઉત્પન્ન થાય છે. તેનો અટકાવ અનિચ્છા કરી શકતી નથી. જ્ઞાન ઉત્પન્ન થયું કે તરત તે સંસારની સમગ્ર સત્યતાને બાળી

નાખે છે. તેટલાથીજ જ્ઞાની કૃતાર્થ થઇ નિત્ય સુખને પ્રાપ્ત થાય છે, જીવન મુક્તિને પામે છે અને પ્રારબ્ધના ક્ષયની રાહ જોતા રહે છે.

ઉપાસના કરનાર શ્રદ્ધાળુ પુરૂષે ગુરૂના ઉપદેશ ઉપર વિશ્વાસ રાખી બીજો કંઇપણ વિચાર ન કરતાં અન્ય પદાર્થના અંતરાય વિનાની એકવૃત્તિથી ઉપાસ્ય દેવનું ચિંતન કરવું જોઇએ. જ્યાંસુધી ચિંત્ય સ્વરૂપનું અભેદ જ્ઞાન થાય ત્યાંસુધી એ પ્રમાણે ચિંતન કરવું અને મરણ પર્યંત તેવીજ ધારણા રાખવી. જેમ પ્રાણનો ઉપાસક બ્રહ્મચારી ભિક્ષા માગતો અભિપ્રતારી નામના રાજા પાસે ગયો હતો અને પોતાના ચિત્તમાં ધારણ કરેલા પ્રાણને પ્રકટ કરીને ભિક્ષા માગી હતી, તેમ ઉપાસ્ય દેવને નિરંતર ચિત્તમાં રાખવા જોઇએ. એ કથા છાંદોગ્ય ઉપનિષદમાં છે.

ઉપાસના કરવી, ન કરવી અથવા અન્યથા કરવી એ પુરૂષની ઇચ્છા ઉપર આધાર રાખે છે. માટે વૃત્તિના પ્રવાહરૂપ ઉપાસના નિરંતર કરવી. એમ કર્યાથી દૃઢ વાસના થાય છે. જેમ પ્રમાદ રહિત થઇ વેદનું અધ્યયન કરનારની તેમાં દૃઢ વાસના થવાથી તે સ્વપ્નમાં પણ અધ્યયન કરે છે અને જપ કરનાર સ્વપ્નમાં પણ જપ કરે છે, તેજ પ્રમાણે ધ્યાન કે ઉપાસના કરનારની પણ દૃઢ વાસના થવાથી તે પણ સ્વપ્નમાં ઉપાસના કે ધ્યાન કરે છે. વિરોધી વૃત્તિનો ત્યાગ કરી નિરંતર ધ્યાન કરનારો પુરૂષ પોતાના તેવા નિત્ય અભ્યાસના દૃઢ સંસ્કારથી સ્વપ્નમાં પણ ધ્યાન કરે છે. પોતાના પ્રારબ્ધ પ્રમાણે સુખદુ:ખને ભોગવતો પુરૂષ પણ જો ઘણી આસ્થા ધરાવતો હોય તો તે વિષયમાં વ્યસની માણસની પેઠે નિરંતર ધ્યાન કરવાને સમર્થ છે એ નિ:સંદેહ છે. ઉપાસક વિષયભોગ

ભોગવે છે અને પોતાના સઘળા વ્યવહાર કરે છે, છતાં તેનું ચિત્ત નિરંતર પોતાના ઉપાસ્યદેવમાં લાગેલું રહે છે.

---

## ઉપાસક અને જ્ઞાનીના વ્યવહારનો ભેદ.

જેમ ગ્રહકાર્યમાં પ્રિતિવાળી સ્ત્રી સારી રીતે ગ્રહકાર્ય કરે છે, તેમ અન્ય સ્થળે જેનું ચિત્ત ચોંટયું હોય તે ગ્રહકાર્ય સારી રીતે કરતી નથી. તેજ પ્રમાણે એકાગ્રચિત્તથી ધ્યાન કરનારો પુરૂષ પોતાના જરૂરી સંસારિક કાર્ય કરે છે ખરો, પણ તેમાંતેનું મન લાગતું નથી. તત્વજ્ઞાનથી લૌકિક વ્યવહાર વિરૂદ્ધ નથી, તેથી જ્ઞાની પોતાના સંસાર વ્યવહાર સારી રીતે કરે છે, આ સંસાર માયામય છે અને આત્મા ચૈતન્યસ્વરૂપ છે, એ પ્રમાણે જાણવું તે તત્વજ્ઞાન છે. એવા જ્ઞાનવાળા પુરૂષને લૌકિક વ્યવહાર કરવામાં કંઇ પણ વિરોધ

નડતો નથી. સંસાર સત્ય છે અને આત્મા જડ છે એમ માનવાની વ્યવહારમાં કંઇ જરૂર નથી. વ્યવહારમાં તો સાધનોનીજ અપેક્ષા રહે છે. મન, વાણી, શરીર અને બહારના પદાર્થો વ્યવહારના સાધન છે, તે મિથ્યા છે એમ જ્ઞાની જાણે છે, છતાં તેમના સ્વરૂપથી તે તેમનો નાશ કરતો નથી, તેથી તે સાધનોવડે તત્વજ્ઞાનીનો વ્યવહાર ચાલવામાં કંઇ નડ નથી.

જ્ઞાનીને ચિત્તનો નિરોધ કરવાની જરૂર નથી. જો તે તેમ કરે તો તે તત્વજ્ઞાની નહિ, પણ ધ્યાન કર્તા છે, એમ કહેવાય. જેમ ઘડાના તત્વને જાણનાર પુરૂષ ચિત્તનો નિરોધ કરતો હોય એમ જોવામાં આવ્યું નથી, તેમ આત્મતત્વને જાણનાર પુરૂષને પણ ચિત્તના નિરોધની આવશ્યક્તા નથી. ઘટ એકવાર જાણ્યો કે પછી તે સદા ભાસે છે. તેમ આ આત્મા સ્વપ્રકાશ છે, તે ઘટની પેઠે કેમ નહિ

ભાસે ? અત્રે કોઇ એવી શંકા કરે કે બ્રહ્મ સ્વપ્રકાશ છે તેથી શું ચિત્ત નિરોધની આવશ્યકતા મટી જાય છે ? તત્વજ્ઞાન એટલે બ્રહ્માકાર બુદ્ધિવૃત્તિ. એ બુદ્ધિની વૃત્તિનો ક્ષણે ક્ષણે નાશ થાય છે. તેને સ્થિર કરવાને ચિત્તના નિરોધની અપેક્ષા છે. એનું સમાધાન એ છે કે ઘટાદિમાં પણ તેમજ છે. જો એમ કહેવામાં આવે કે ઘટાદિને નિશ્ચયપૂર્વક જાણ્યા પછી બુદ્ધિ નષ્ટ થાય છે, તોપણ ઘટ જ્યારે લાવવાની ઇચ્છા થાય ત્યારે તે લાવી શકાય છે. તેનો ઉત્તર એ છે કે આત્માની બાબતમાં પણ તેમજ છે. આત્માને એકવાર નિશ્ચયપૂર્વક જાણ્યો કે પછી તત્વવેત્તા જ્યારે ઇચ્છા થાય ત્યારે તેનું કથન કરવાને, મનન કરવાને અને ધ્યાન કરવાને શકિતમાન છે. ઉપાસકની પેઠે તત્વવેત્તા ધ્યાન કરતાં જગતના વ્યવહારને ભૂલી જતો હોય તો એ તેની વિસ્મૃતિ ધ્યાનથી થાય છે, પણ જ્ઞાનથી નહિ.

ધ્યાન કરવું કે નહિ કરવું એ તત્વવેત્તાની ઇચ્છાની વાત છે, પણ મુક્તિ તો અદ્વૈત બ્રહ્મના જ્ઞાનથીજ પ્રાપ્ત થાય છે. જ્ઞાનથીજ કૈવલ્ય એટલે મોક્ષ મળે છે, એવો શાસ્ત્રનો ઢંઢેરો છે.

જો એમ શંકા કરવામાં આવે કે તત્વવેત્તા ધ્યાન ન કરે તો તે બહારના વ્યવહારમાં પ્રવૃત્તિ કરશે. તેનો ઉત્તર એ છે કે તે તેવી રીતે ભલે પ્રવૃત્તિ કરે. તેમાં શો બાધ છે ? એથી અતિપ્રસંગ આવશે એમ કહેવામાં આવે તો અતિપ્રસંગ એટલે વિધિશાસ્ત્ર અને નિષેધશાસ્ત્રની મર્યાદાનું ઉલ્લંઘન કરવું તે. એ અતિપ્રસંગનો દોષ તત્વવેત્તાને લાગતો નથી. જેને વર્ણાશ્રમ, બાલ્યાદિ વય અને પોતાની સ્થિતિનું અભિમાન હોય છે, તેને સર્વ વિધિ નિષેધો નડે છે. માયાએ દેહને વિષે વર્ણાશ્રમ આદિની કલ્પના કરેલી છે, પણ જ્ઞાનસ્વરૂપ આત્માના તે નથી, એવો તત્વજ્ઞાનીનો દૃઢ નિશ્ચય

છે. જ્ઞાનથી જે શુદ્ધ અંતઃકરણવાળા તત્વવિતની સર્વ પદાર્થો વિશે આસક્તિ નષ્ટ થયલી હોય છે, તે સમાધિ અને કર્મો કરે અથવા ન કરે તોપણ તે તો મુક્તજ છે. વાસનારહિત તત્વવેત્તાને કર્મ, નૈષ્યકર્મ્ય એટલે કર્મોનો ત્યાગ, સમાધિ અને જપ એમાંનાં કોઇનું કંઇપણ પ્રયોજન નથી, એટલે તેને કંઇપણ કર્તવ્ય નથી. તત્વવેત્તાનો એવો દૃઢ નિશ્ચય હોય છે, કે આત્મા અસંગ એટલે દેહ ઇંદ્રિય આદિના સંબંધથી રહિત છે, અને જગત માયાએ રચેલું મિથ્યા છે, તેથી તેના મનમાં કંઇપણ વાસના હોતી નથી.

એ પ્રમાણે તત્વવેત્તાને વિધિ નિષેધ નથી, તેથી તેને અતિપ્રસંગ પણ નથી. જેને પ્રસંગ એટલે વિધિ નિષેધ લાગુ પડે છે, તેને અતિપ્રસંગ નડે છે. બાળકને જેમ વિધિનો અભાવ હોવાથી અતિ-પ્રસંગ નથી, તેમ તત્વવેત્તાને પણ વિધિનો અભાવ

સમાન હોવાથી અતિપ્રસંગ નથી. બાળક કંઇપણ જાણુતો નથી, તેથી તેને કંઇપણ વિધિ નથી, અને તત્વવેત્તા સર્વ જાણે છે, માટે તેને કંઈ વિધિ નથી. જે અલ્પજ્ઞ છે તેને સર્વ વિધિ છે, પણ અજ્ઞ બાળક અને સર્વજ્ઞ તત્વવેત્તાઓને કંઈ વિધિ નથી.

જે પુરૂષનામાં શાપ દેવાનું અને અનુગ્રહ કરવાનું એટલે વરદાન આપવાનું સામર્થ્ય હોય, તેને તત્વવિત્ ગણવો એમ કંઇ નથી. શાપાદિ સામર્થ્ય જ્ઞાનનું ફળ નથી, પણ તપનું ફળ છે. વ્યાસ આદિ મુનીઓમાં એવું સામર્થ્ય હતું, તે તપના બળથી હતું. શાપાદિના કારણુ તપથી જૂદું તપ જ્ઞાનનું કારણ છે. એ બે પ્રકારના તપ જેણે કર્યાં હોય, તેને શાપાદિનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે, અને તત્વજ્ઞાન પણ થાય છે, પણ જે એક તપ કરે તેને એકજ ફળ મળે છે.

શાપાદિ સામર્થ્યરહિત અને કર્મરહિત તત્વજ્ઞાનીઓની બીજા તેવા સામર્થ્યવાળા અને કર્મ કરનારા તપસ્વીઓ નિંદા કરશે, એમ કહેવામાં આવે તો તેવી નિંદાથી જ્ઞાનીઓએ કંઇ ડરવું નહિ. તે તપસ્વીઓની નિંદા સંસારી ભોગીઓ નિત્ય કરે છે. એવી નિંદાનો અટકાવ કરવા માટે યતિઓએ ભોગ ભોગવવા અને અન્નવસ્ત્રનો સંગ્રહ કરવો, એમ જો કહેવામાં આવે તો વૈરાગ્યના ભારથી પ્રૌઢ થયેલા યતિઓનું યતિપણુંજ નષ્ટ થાય. મૂઢ મનુષ્યો વર્ણાશ્રમ ધર્મ પાળનારાની નિંદા કરે છે, તેમજ વર્ણાશ્રમમાં અભિમાનવાળા અને દેહમાં આત્મબુદ્ધિ ધરાવનારા પુરૂષો તત્વવેત્તાની નિંદા કરે છે. એમ નિંદાનો કંઇ પાર નથી. તત્વજ્ઞાન પ્રાપ્ત થવાથી લોકવ્યવહારના સાધન દેહ, ઇંદ્રિય અને મન નષ્ટ થતાં નથી, તેથી જ્ઞાનીઓ રાજ્યાદિ લૌકીક વ્યવહારનાં કાર્યો સારી રીતે કરી

શકે છે. પણ તેમને જગતના મિથ્યાપણાનું જ્ઞાન હોય છે તેથી તેવાં વ્યવહારિક કર્મો કરવાની તેમને ઇચ્છાજ હોતી નથી. તેઓ પોતાના પ્રારબ્ધ પ્રમાણે ધ્યાન કરે કે, વ્યવહારમાં સામેલ રહે તેમાં કંઇ હરકત નથી.

---

## જ્ઞાની અને ઉપાસકમાં ભેદ.

ઉપાસકે નિત્ય ધ્યાન કરતા રહેવું જોઇએ, કેમકે તેનું બ્રહ્મત્વ વિષ્ણુરૂપતાની પેઠે ધ્યાનથી સિદ્ધ થયલું છે. જે ધ્યાનથી પ્રાપ્ત થાય તે ધ્યાનનો અભાવ થવાથી લય પામે છે; પણ પારમાર્થિક એટલે સત્ય બ્રહ્મરૂપતા જ્ઞાનનો અભાવ થવાથી નાશ પામતી નથી. પ્રકાશ કરનારૂં જ્ઞાન નિત્ય એવા બ્રહ્મરૂપપણાને ઉત્પન્ન કરતું નથી, પણ પ્રકાશિત કરે છે. તેથી પ્રકાશકના અભાવ માત્રથી નિત્ય વસ્તુનો લય થતો નથી. એમ હોવાથી તત્વ-

વેત્તાની બ્રહ્મરૂપતા જ્ઞાનથી પ્રકાશ પામેલી હોવાથી નિત્ય છે, પણ ઉપાસકની બ્રહ્મરૂપતા ધ્યાનથી થયલી હોવાથી પારમાર્થિક નથી. સત્ય બ્રહ્મરૂપતા તો ઉપાસક, પામર, પશુ, પક્ષી અને જ્ઞાની એ સર્વમાં સમાન છે, તોપણ ઉપાસક આદિ અજ્ઞાની હોવાથી મોક્ષમાં તેમને તે ઉપયોગી નથી. એમ છતાં જેમ ઉપવાસના કરતા કરતાં ભિક્ષા શ્રેષ્ટ છે, તેમ કર્માનુષ્ઠાન કરતાં ધ્યાન અને ઉપાસના શ્રેષ્ઠ છે.

---

## નિર્ગુણની ઉપાસનાની શ્રેષ્ઠતા અને ફળ.

પામર મનુષ્યોને વ્યવહારિક કાર્યો કરતાં યજ્ઞયાગાદિ કર્માનુષ્ઠાન શ્રેષ્ઠ છે, તે કરતાં સગુણની ઉપાસના શ્રેષ્ઠ છે, અને તેનાથી નિર્ગુણની ઉપાસના શ્રેષ્ઠ છે. જેટલું બ્રહ્મનું સમીપપણું તેટલું શ્રેષ્ઠપણું વિશેષ. નિર્ગુણની ઉપાસનાથી ધીરે ધીરે

સાક્ષાત્ બ્રહ્મજ્ઞાન થાય છે. જેમ સંવાદિ ભ્રમ ફળ કાળે યથાર્થ જ્ઞાન આપે છે, તેમ ઉપાસના અતિશય પરિપાક થવાથી મુક્તિરૂપ ફળની પ્રાપ્તિ વખતે જ્ઞાનતુલ્ય થઈ પડે છે. સંવાદિ ભ્રમથી પ્રવૃત્ત થયલા પુરૂષને અન્ય પ્રમાણથી યથાર્થ જ્ઞાન થાય છે, એમ કહેવામાં આવે તો ઉપાસના પણ અન્ય યથાર્થ જ્ઞાનનું કારણ થાય છે, ઉપાસનાથી નિદિધ્યાસન થઇ અપરોક્ષ જ્ઞાન થાય છે, તેથી ઉપાસના અપરોક્ષ જ્ઞાનનું પરંપરયા કારણ છે.

એમ હોય તો મૂર્તિનું ધ્યાન અને મંત્રાદિ પણ પરંપરયા કારણ થશે, એમ કહેવામાં આવે તો ભલે, તેમ થાય તેમાં શી હરકત છે? નિર્ગુણની ઉપાસના જ્ઞાનની સમીપમાં વિશેષ છે. નિર્ગુણની ઉપાસના પરિપક્વ થાય ત્યારે તે ધીરે ધીરે સમાધિ થાય છે, અને તે પછી નિર્વિકલ્પ નામની સમાધિ અનાયાસે પ્રાપ્ત થાય છે. એ

નિર્વિકલ્પ સમાધીના લાભથી પુરૂષના અંતઃકરણમાં અસંગ વસ્તુ એટલે બ્રહ્મજ અવશેષ રહે છે; અને તેનો વારંવાર વિચાર કરવાથી મહાવાક્ય વડે તત્વજ્ઞાન ઉત્પન્ન થાય છે, અને આત્મા નિર્વિકાર, અસંગ, નિત્ય, સ્વપ્રકાશ, અદ્વૈત અને પૂર્ણ છે, એવું શાસ્ત્રોમાં કહેલું બ્રહ્મસ્વરૂપ કંઈ પણ સંશય વિના બુદ્ધિમાં ઝટ પ્રત્યક્ષ થાય છે. એ સમાધિરૂપ યોગાભ્યાસ અપરોક્ષ જ્ઞાન માટેજ છે, એમ અમૃતબિંદુ આદિ ઉપનિષદમાં કહેલું છે. એ પ્રમાણે નિર્ગુણની ઉપાસના નિર્વિકલ્પ સમાધિ દ્વારા અપરોક્ષ જ્ઞાનનું સાધન છે, અને તે બીજાં સાધન કરતાં શ્રેષ્ઠ છે, તેમ છતાં તેનો ત્યાગ કરીને તિર્થયાત્રા તથા જપાદિ કરનાર પુરૂષો લાડુ તજીને હાથ ચાટયા જેવું કરે છે. આત્મતત્વનો વિચાર છોડી જેઓ ઉપાસના કરે છે, તેમનું પણ એમજ સમજવું. જેઓ આત્મતત્વનો વિચાર કરવામાં

અસમર્થ હોય, તેમને માટે શાસ્ત્રોમાં નિર્ગુણની ઉપાસના કહેલી છે.

જેમનું ચિત્ત બહુ વ્યાકુળ હોય તેમને વિચારથી તત્વજ્ઞાન થતું નથી, તેથી તેમને માટે યોગ એટલે ઉપાસનાજ આવશ્યક છે. તેથી તેમના મનનો વિક્ષેપ નાશ પામે છે, પણ જે સ્થિર ચિત્તવાળા છે, છતાં અવિદ્યાથી સ્વસ્વરૂપ જેને આચ્છાદિત છે. તેમને તત્વવિચાર મુખ્ય છે તે તેમને ઝટ ફળ આપે છે. ગીતામાં કહેલું છે કે જે સ્થાન તત્વ વિચારથી પ્રાપ્ત થાય છે તેજ સ્થાન યોગ એટલે ઉપાસનાથી પણ મળે છે. જે પુરૂષ સાંખ્ય એટલે તત્વવિચાર અને યોગ એટલે ઉપાસના તે બેને એકજ જાણે છે, તેજ શાસ્ત્રનો ખરો અર્થ સમજે છે. શ્રુતિ પણ કહે છે કે મુક્તિનું કારણ જ્ઞાન છે. તે સાંખ્ય અને યોગથી પ્રાપ્ત થાય છે. સાંખ્ય અને યોગનો જે ભાગ શ્રુતિ વિરૂદ્ધ છે તે

તેમનો આભાસ કહેવાય, તેથી તે ભાગ માન્ય થઇ શકતો નથી.

આ જન્મમાં જેની ઉપાસના પરિપકવ થઇ ન હોય તે બીજા જન્મમાં મરણ સમયે, અથવા બ્રહ્મલોકમાંજ ત્યાં તત્વને જાણીને મુક્ત થાય છે. જે પુરૂષ અંતકાળે જે જે દેવોનું સ્મરણ કરતાં કલેવરને તજે છે, તેનેજ તે પ્રાપ્ત થાય છે. શાસ્ત્રનું પણ વચન છે કે જેમાં જેનું ચિત્ત છે, તે તેની સાથે જાય છે. અંત સમયની ભાવનાથી ભાવી જન્મનો નિશ્ચય થાય છે. તેમ હોવાથી જેમ સગુણ બ્રહ્મની ઉપાસનાથી સગુણ બ્રહ્મનું જ્ઞાન થાય છે, તેમ નિર્ગુણની ઉપાસનાથી નિર્ગુણ બ્રહ્મનું જ્ઞાન થાય છે. એ જ્ઞાન તેજ મોક્ષ. સંવાદિ ભ્રમની પેઠે જ્ઞાન અને મોક્ષનો નામ માત્રથીજ ભેદ છે. સગુણ બ્રહ્મની ઉપાસનાથી જેમ તારક બ્રહ્મબુદ્ધિ થાય છે, તેમ નિર્ગુણની ઉપાસનાના બળથી અવિદ્યાની

નિવૃત્તિ કરનારૂં જ્ઞાન ઉત્પન્ન થાય છે. નિર્ગુણની ઉપાસના કરનાર કામનારહિત, નિષ્કામ, શરીર અને ઇંદ્રિયના અધ્યાસરહિત અને અભય થાય છે. એ પ્રમાણે ઉપાસનાનું મુક્તિરૂપી ફળ તાપનીય ઉપનિષદમાં કહેલું છે.

ઉપાસનાના બળથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, તેથી બીજો માર્ગ નથી, એ શાસ્ત્ર વચન ખોટું પડતું નથી. નિષ્કામ ઉપાસનાથી મુક્તિ થાય છે, એમ તાપનિય ઉપનિષદમાં કહેલું છે, અને સકામ ઉપાસનાથી બ્રહ્મલોક મળે છે, એમ પ્રશ્નોપનિષદમાં કહેલું છે. જે મનુષ્ય ત્રીમાત્રા એટલે ૐકાર વડે ઉપાસના કરે છે તે બ્રહ્મલોકમાં જાય છે અને ત્યાં તેને હિરણ્યગર્ભથી પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. નિર્ગુણની સકામ ઉપાસના કરનારને બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે, એમ વેદાંતસૂત્રમાં કહેલું છે, અને તેમાં એમ પણ જણાવેલું છે કે

કામનાને અનુસારે ફળની પ્રાપ્તિ થાય છે. બ્રહ્મ લોકમાં નિર્ગુણની ઉપાસનાના બળથી ઉપાસકને તત્વજ્ઞાન થાય છે. તે ફરી સંસારમાં જન્મ લઇ આવતો નથી, પણ કલ્પના અંતમાં મુક્તિ પામે છે. વેદમાં પ્રણવની ઉપાસના ઘણે ભાગે નિર્ગુણ કહેલી છે, પણ કોઇ સ્થળે તેની સગુણતા પણ જણાવેલી છે. સત્યકામના પ્રશ્નથી પિપ્પલાદ મુનિએ સગુણ અને નિર્ગુણ બ્રહ્મરૂપ ૐકાર છે એમ વર્ણવેલું છે, અને નચિકેતાના પૂછવાથી યમે પણ કહ્યું છે કે એ આલંબનને જાણીને જે જેને ઇચ્છે તે તેને પ્રાપ્ત થાય છે.

એ સંબંધમાં છેવટનો સાર એ છે કે નિર્ગુણ બ્રહ્મની ઉપાસના યોગ્ય રીતે કરનારને આ જન્મમાં બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે, અથવા મરણ સમયે તેમ થાય છે, અથવા વર્તમાન દેહમાં ઉપાસના પરિપકવ ન થઇ હોય તો બ્રહ્મલોકમાં ગયા પછી

ત્યાં બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે એ નક્કી છે. જે પુરૂષ વિચાર કરવામાં અસમર્થ હોય તેણે આત્માની નિરંતર ઉપાસના કરવી, એમ આત્મગીતામાં સ્પષ્ટ કહ્યું છે. તેમાં જણાવેલું છે કે જે સાક્ષાત્કાર માટે વિચાર કરી શકતો નથી, તેણે શંકા રહિત થઇ મારૂં ચિંતવન કરવું. એમ કરતાં કાળે કરી ઉપાસકના અનુભવમાં આરૂઢ થઇ હું તેને સાક્ષાત થાઉં છું. એ પ્રમાણે તેને નિશ્ચય ફળ મળે છે, અને તેનો મોક્ષ થાય છે. જેમ પૃથ્વિમાં ગુપ્ત દાટેલું ધન પ્રાપ્ત કરવા માટે પૃથ્વ ખોદયા વિના બીજો ઉપાય નથી, તેમ આત્માના લાભમાં આત્મચિંતન વિના બીજો ઉપાય નથી. દેહરૂપી પાષાણ દૂર કરી, બુદ્ધિરૂપી કોદાળીથી મનરૂપી પૃથ્વિને ઘણીવાર ખોદી મુમુક્ષુ પુરૂષે પરમાત્મારૂપી ધન પ્રાપ્ત કરવું જોઇએ.

આત્મતત્ત્વનો વિચાર કરવામાં અસમર્થ પુરૂષે "હું બ્રહ્મ છું" એમ નિરંતર ચિંતવન કરવું. ધ્યાનથી દેવરૂપતા પમાય છે તો નિત્ય પ્રાપ્ત જે બ્રહ્મ તે કેમ પ્રાપ્ત ન થાય ? ધ્યાન કરવાથી દિવસે દિવસે અનાત્મ બુદ્ધિ શિથિલ થતી જાય છે, એવું તેનું ફળ જોવા છતાં, જે પુરૂષ ધ્યાન કરતો નથી, તેનાથી બીજો મ્હોટો પશુ કયો હોય ? ધ્યાનથી દેહાભિમાનની નિવૃત્તિ થવાથી અદ્વૈત આત્મતત્વનું દર્શન થાય છે અને જીવ અમૃત થઇ આ વર્તમાન શરીરમાંજ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. જે પુરૂષ આ ધ્યાનદીપનુ સારી રીતે ચિંતન કરે છે, તેના સર્વ સંશયો મટી જાય છે, અને તે નિરંતર બ્રહ્મનું અનુસંધાન કરે છે.

---

# પ્રકરણ ૧૦ મું.

## નાટકદીપ.

---

### અધ્યારોપ અને અપવાદ પૂર્વક બંધની નિવૃત્તિ.

મંદાધિકારીઓને અનાયાસે બ્રહ્મતત્વનું જ્ઞાન થાય, એ માટે આ પ્રકરણ છે. એમાં બ્રહ્મ અને જગતનું નાટકના રૂપમાં વર્ણન કર્યું છે, અને અધ્યારોપ તથા અપવાદના ક્રમથી જીવ ઇશ્વરની એકતા પ્રતિપાદન કરી છે. અધ્યારોપ એટલે અધિષ્ઠાન બ્રહ્મમાં જગતનું આરોપણ અથવા કલ્પના અને અપવાદ એટલે તે કલ્પનાનો બાધ અથવા નિવૃત્તિ.

પરમાત્મા અદ્વૈત, આનંદરૂપ અને પૂર્ણ છે. પોતાની માયા શક્તિવડે તે પોતેજ જગતરૂપે થયા

છે, અને તેમાં જીવરૂપે પોતેજ પ્રવેશ કર્યો છે. વિષ્ણુઆદિના ઉત્તમ દેહમાં રહેલા પરમાત્મા દેવતા થાય છે, અને મનુષ્યાદિ અધમ દેહમાં રહેલા પરમાત્મા મનુષ્યરૂપે દેવતાને ભજે છે. અનેક જન્મમાં કરેલાં ભજન એટલે કર્મો બ્રહ્મને અર્પણ કરવાથી જીવ તેના સ્વરૂપનો વિચાર કરવાને ઇચ્છે છે અને તે વિચારથી માયા નષ્ટ થાય છે અને પરમાત્મા પોતે અવશિષ્ટ રહે છે. પરમાત્મા અદ્વય અને આનંદરૂપ છે, તેને સદ્વિતીય અને દુઃખી માનવો તે બંધ છે, અને સ્વરૂપથી તેને જાણવો તેજ મોક્ષ છે. વિચારવિના અજ્ઞાનથી થયલો બંધ તત્વ વિચારથી નિવૃત્ત થાય છે; માટે જીવાત્મા અને પરમાત્મા સંબંધી સર્વદા વિચાર કર્યા કરવો.

---

## જીવ અને પરમાત્માનું સ્વરૂપ.

જે 'હું' એવું અભિમાન કરે છે, તેજ કર્તા એટલે જીવ છે. તેનું સાધન મન છે અને ક્રમથી

ઉત્પન્ન થતી અંતર્વૃત્તિ અને બહિર્વૃત્તિ તે મનની ક્રિયા છે. 'હું' એ પ્રકારનું જ્ઞાન થવું તે અંતર્વૃત્તિ છે, અને તેનો વિષય જીવ છે. 'આ' એ પ્રકારે જ્ઞાન થવું તે બહિર્વૃત્તિ છે, અને તેનો વિષય બાહ્ય પદાર્થો છે. એ પ્રમાણે મનની ક્રિયા છે, તોપણ ગંધ, રૂપ, રસ આદિ જે વિશેષ ભેદ છે તે ભેદ ઘ્રાણાદિ પાંચ ઇંદ્રિઓ વડે પડે છે.

જે ચૈતન્યસ્વરૂપ અહંકારરૂપ કર્તાને, વૃત્તિરૂપ ક્રિયાને અને શબ્દાદિ વિષયોને એકજ વખતે પ્રકાશે છે, તે વેદાંતમાં સાક્ષી કહેવાય છે. હું જોઉં છું, સાંભળું છું, સુંઘું છું, સ્વાદ લઉં છું, સ્પર્શ કરૂં છું, એ પ્રમાણે નાટકશાળામાંના દીવાની પેઠે તે સાક્ષી સર્વને પ્રકાશે છે. નાટકશાળામાનો દીવો, સભામાં બેઠેલા સભાપતિ અથવા રાજાને, સભ્યોને તથા નાટકના પાત્રોને એક સરખી રીતે પ્રકાશે છે અને તેઓ ન હોય તોપણ દીવાનો પ્રકાશ

પડે છે. તેજ પ્રમાણે વેદાંતનો સાક્ષી અહંકારને, તેની વૃત્તિને, અને વિષયોને પણ પ્રકાશે છે, અને સુષુપ્તિ આદિમાં તેઓ વિદ્યમાન નહિ હોય ત્યારે પણ પૂર્વની પેઠે પોતે તેવોજ પ્રકાશે છે. કુટસ્થ સાક્ષી સ્વપ્રકાશ ચૈતન્યપણાથી નિરંતર પ્રકાશે છે. તેના પ્રકાશથી પ્રકાશ પામતી બુદ્ધિ અનેક પ્રકારે વિકાર પામે છે.

જેમ નાટકશાળામાં સભાપતિ, સભ્યો અને નાટકી પાત્રો તથા પ્રકાશ કરનારો દીવો છે, તેમ વેદાંત પ્રમાણે અહંકાર તે સભાપતિ અથવા રાજા છે, વિષયો નાટકની સભામાના સભ્યો છે, બુદ્ધિ નાચનારી નાયિકા છે, ઇંદ્રિયો તબલાં, સારંગી બજાવનારા છે અને દીવો પ્રકાશક સાક્ષી છે. જેમ પોતાના સ્થાનમા રહેલો દીવો સર્વત્ર પ્રકાશ કરે છે, તેમ સર્વદા સ્થિર રહેવાવાળો સાક્ષી બહાર તથા અંદર પ્રકાશ કરે છે. બહાર અને

અંદરના વિભાગ શરીરની અપેક્ષાથી થાય છે. તે સાક્ષીમાં નથી. બહાર રહેનાર તે વિષયો છે અને અંદર રહેનાર અહંકાર છે.

---

## સાક્ષીમાં બુદ્ધિની ચંચળતાનો આરોપ.

દેહની અંદર રહેલી બુદ્ધિ ઇંદ્રિઓની સાથે વિષયોનું ગ્રહણ કરવા વારંવાર બહાર જાય છે, છતાં બુદ્ધિની એ ચંચળતાનો આરોપ સાક્ષીમાં વૃથા કરવામાં આવે છે. જેમ જાળીયામાંથી ઘરમાં આવતો થોડો તડકો સ્થિર હોય છે, તોપણ તે તડકામાં હાથ નચાવ્યાથી તે તડકો નાચતો હોય એમ જણાય છે; તેજ પ્રમાણે પોતાના સ્થાનમાં રહેલો સાક્ષી બહાર અંદર જવા આવવાનું કરતો નથી, તોપણ બુદ્ધિની ચંચળતાથી તે તેમ કરતો હોય એમ જણાય છે.

સાક્ષીનું સ્થાન કયું છે એમ પૂછવામાં આવે તો તેનો ઉત્તર એ છે કે, સાક્ષી બહાર નથી,

અંદર નથી. એ બન્ને સ્થાનો બુદ્ધિના છે. પણ બુદ્ધિ, મન અને ઇંદ્રિયો કલ્પના કરતાં જ્યાં થાકી જાય ત્યાં જે ભાસે છે તે સ્થાન સાક્ષીનું છે. સાક્ષીનું કોઇ સ્થાન નથી. તે સર્વસ્થાન રહિત છે. તેનું સર્વત્ર વ્યાપકપણું કહેલું છે તે દેશની કલ્પનાથી કહેલું છે. સ્વસ્વરૂપે વ્યાપકપણું નથી. બુદ્ધિ અંતર, બાહ્ય જે જે દેશની કલ્પના કરે છે તે સર્વ દેશમાં રહેલો પરમાત્મા સાક્ષી કહેવાય છે. તેજ પ્રમાણે સર્વ વસ્તુમાં યોજના કરવી. જે જે રૂપાદિ વિષયની કલ્પના બુદ્ધિ કરે છે, તેનો પ્રકાશ પરમાત્મા કરે છે, તેથી તે સર્વનો સાક્ષી કહેવાય છે. પણ પોતે તો વાણી અને બુદ્ધિને અગોચર છે.

એવા અગોચર સાક્ષીનું ગ્રહણ મુમુક્ષુ પુરૂપ નહિ કરી શકે તો ભલે, તેમાં કંઇ હરકત નથી. સર્વ દ્વૈતની નિવૃત્તિ થવાથી પરમાત્મા પોતેજ

અવશેષ રહે છે. તે પોતે સ્વયંપ્રકાશ છે, તેથી તેની અપરોક્ષતામાં કંઈ પણ પ્રમાણની જરૂર નથી. તેના જ્ઞાન માટે શ્રુતિનું શ્રવણ ગુરૂના મુખથી કરવું. જો સર્વ દ્વૈતની પ્રતીતિની નિવૃત્તિ કરવી અશક્ય હોય તો બુદ્ધિને શરણે જવું અને તેને અનુસરી વિચાર કરવો. તેમ કરતાં અંતર અને બાહ્ય સાક્ષીપણાથી બુદ્ધિને અધીન રહેલા પરમાત્માનો અનુભવ થાય છે.

## પ્રકરણ ૧૧ મું.



## બ્રહ્માનંદમાં યોગાનંદ.



### બ્રહ્મની આનંદતા, અદ્વિતીયતા અને સ્વપ્રકાશકતા.

---

આટલે સુધી વેદાંત સમજાવ્યું છે. તેમાં પ્રથમ આત્મવિચારના તત્વવિવેકાદિ માર્ગો દર્શાવ્યા છે.

પછી તે માર્ગોમાં પ્રકાશ પાડવા માટે ચિત્રદીપ આદિ દીપદર્શન કરાવ્યું છે. એ દીપના પ્રકાશથી બ્રહ્મનો પ્રત્યક્ષ અનુભવ થાય છે, અને તેથી ઘણો આનંદ થાય છે. એ આનંદના ત્રણ પ્રકાર છે. બ્રહ્માનંદ, વિદ્યાનંદ અને વિષયાનંદ. બ્રહ્માનંદના પેટામાં યોગાનંદ, આત્માનંદ અને અદ્વૈતાનંદ છે. એ આનંદ એટલે બ્રહ્મ તેને જાણ્યાથી શો લાભ થાય છે, તે બાકી રહેલા પાંચ પ્રકરણોમાં બતાવવામાં આવ્યું છે.

હવે બ્રહ્મરૂપ આનંદનું વર્ણન કરવામાં આવે છે. તે સંપૂર્ણ જાણ્યાથી આ લોકના અનર્થ એટલે અહંતા અને મમતાથી થતાં દુખ અને પરલોકના અનર્થ એટલે વાસના, તે બન્ને અનર્થની નિવૃત્તિ થાય છે, અને બ્રહ્મસ્વરૂપસુખ પ્રાપ્ત થાય છે.

શ્રુતિનું વચન છે કે બ્રહ્મજ્ઞાની સર્વોત્તમ આનંદરૂપ બ્રહ્મને પામે છે, અને શોકરૂપી સંસા-

રને તરે છે. આનંદ એજ બ્રહ્મ. એ આનંદના લાભથી પરમ સુખ એટલે મોક્ષ પ્રાપ્ત થાય છે. બ્રહ્મ અને આત્માની એકતાના જ્ઞાન વિના બીજી રીતે એ લાભ મળે એમ નથી. જ્યારે મુમુક્ષુ પુરૂષ સ્વસ્વરૂપ બ્રહ્મમાં સંશય અને વિપર્યયરહિત સ્થિતિને પામે, એટલે હું બ્રહ્મ છું, એમ દૃઢપણે જાણે, ત્યારે તે અભયરૂપ મોક્ષને પ્રાપ્ત થાય છે. પણ જો તે તેમાં જરાપણ ભેદદૃષ્ટિ કરે, તો તેને ભય એટલે સંસારી દુઃખ ભોગવવું પડે છે.

વાયુ, સૂર્ય, અગ્નિ, ઇંદ્ર, અને મૃત્યુ, એ પાંચ જગતના નિયામક દેવો પૂર્વ જન્મમાં ધર્મ કર્મનું અનુષ્ટાન કરતા હતા, તોપણ જીવ અને બ્રહ્મનો ભેદ માનતા હોવાથી બ્રહ્મના ભયથી તેમને પોત પોતાના કાર્યમાં પ્રવૃત્ત રહેવું પડે છે; પણ બ્રહ્મના આનંદનો સારી રીતે અનુભવ કરનાર પુરૂષ કોઇપણ કારણથી ભય પામતો નથી, તેમ તેને પાપ અને

પુણ્યરૂપ કર્માગ્નિથી થતી ચિંતા પણ સંતાપતી નથી. એવો બ્રહ્મજ્ઞાની પાપ અને પુણ્યરૂપ કર્મોને તજીને સદા આત્માનુંજ સ્મરણ કરે છે. તે કરેલાં કર્મોને અને દૃશ્યમાન સર્વને પોતાના આત્મારૂપજ દેખે છે, તેથી તે કર્મો તેને સંતાપતા નથી.

જેને પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે, તેના હૃદયની ગ્રંથિ એટલે બુદ્ધિ અને ચિદાત્માનો અથવા ચિત અને જડનો દૃઢ સંયોગ ભેદાય છે, સર્વ સંશય છેદાય છે, અને કર્મો ક્ષીણ થાય છે, એવું શ્રુતિ વચન છે. વળી બીજી શ્રુતિ કહે છે કે પરમાત્માના સાક્ષાત્કારવાળો જ્ઞાની સંસારની પાર જાય છે; મોક્ષ માટે જ્ઞાન વિના બીજો માર્ગ નથી; પરમાત્માના જ્ઞાનથી રાગદ્વેષાદિ બંધનોની હાનિ થાય છે; અને સર્વ ક્લેશોનો નાશ થઈ જ્ઞાનીનો પુનર્જન્મ થતો નથી. ઘણી શ્રુતિ, સ્મૃતિ અને પુરાણ વચનો પોકારીને કહે છે કે, સાધન સંપન્ન

પુરૂષ બ્રહ્મને જાણીને હર્ષ શોકનો ત્યાગ કરે છે; કરેલાં અને ન કરેલાં પુણ્ય પાપરૂપ કર્મો તેને કદાપી સંતાપતા નથી; બ્રહ્મજ્ઞાનથી સંસારની નિવૃત્તિ અને આનંદની પ્રાપ્તિ થાય છે.

---

## બ્રહ્મની આનંદરૂપતા.

આનંદ ત્રણ પ્રકારનો છે, બ્રહ્માનંદ, વિદ્યાનંદ અને વિષયાનંદ. તેમાં પ્રથમ બ્રહ્માનંદનું વિવેચન કરવામાં આવે છે. તૈત્તિરીય ઉપનિષદની ભૃગુવલ્લીમાં વરૂણ ઋષિએ પોતાના પુત્ર ભૃગુને ઉપદેશ કર્યો છે કે, આનંદથી પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, આનંદથીજ તેમનું જીવન છે, અને આનંદમાંજ તેમનો લય છે. તેથી આનંદજ બ્રહ્મ છે, એમાં કંઈ સંશય નથી. એ પ્રમાણે બ્રહ્મનું લક્ષણ સાંભળીને ભૃગુએ નિશ્ચય કર્યો કે, આનંદજ બ્રહ્મ છે, પણ અન્નમય, પ્રાણમય, મનોમય અને વિજ્ઞા-

નમય એ કોશો બ્રહ્મ નથી. છાંદોગ્ય ઉપનિષદમાં કહેલું છે કે, પંચમહાભૂત અને તેમના કાર્યો જે જરાયુજ આદિ ચાર પ્રકારના જીવો, તેમની ઉત્પત્તિ પેહેલાં જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય, એ ત્રિપુટીરૂપ દ્વૈત નહિ હતું, પણ ભૂમા એટલે દેશ, કાળ અને વસ્તુ એ ત્રણ પરિચ્છેદરહિત પરમાત્માજ હતા. પ્રલયકાળમાં જ્ઞાતાદિ ત્રિપુટી હોતી નથી એ નક્કી છે.

એ ત્રિપુટીમાં વિજ્ઞાનમય કોશ અથવા જીવ જ્ઞાતા છે, મનોમય કોશ જ્ઞાન છે, અને શબ્દાદિ વિષયો જ્ઞેય છે. એ ત્રણ સૃષ્ટિની ઉત્પતિ પહેલાં હોતાં નથી. એ ત્રિપુટીનો અભાવ સમાધિ, સુષુપ્તિ અને મૂર્છામાં હોય છે, ત્યારે દ્વૈતરહિત પૂર્ણ બ્રહ્મનોજ અનુભવ થાય છે. તેજ પ્રમાણે સૃષ્ટિની ઉત્પત્તિ પૂર્વે પણ દ્વૈતનો અભાવ હોવાથી પૂર્ણ આત્માજ હોય છે.

નારદજી વેદ, પુરાણ અને વિવિધ શાસ્ત્રો જાણતા હતા, પણ આત્મજ્ઞાન તેમને થયું ન હતું, તેથી તે અતિશોક કરતા હતા. તેમને સનત્કુમારે ઉપદેશ કર્યો હતો, કે જે ભૂમા એટલે પરમાત્મા તેજ સુખ અથવા આનંદ છે; ત્રણ પ્રકારના પરિચ્છેદવાળા દ્વૈતમાં સુખ નથી. નારદજીને શોક થવાનું કારણ એ હતું, કે વેદનો અભ્યાસ કરતાં પેહેલાં આધિભૌતિક આદિ ત્રણ પ્રકારના તાપથી શોક થાય છે. અને વેદનો અભ્યાસ કર્યા પછી વારંવાર તેની આવૃતિ કરવી પડે છે તેથી, અભ્યાસના વિસ્મરણથી, પોતાના કરતાં વધારે અભ્યાસવાળાથી પરાજય થવાથી, અને ઓછા અભ્યાસવાળાને જોઇ અભિમાન થવાથી શોક થાય છે. નારદજીએ પોતે પોતાનો શોક સનત્કુમાર ઋષિને જણાવી તેમને કહ્યું હતું, કે મને જગતમાંથી શોકને પાર ઉતારો. તે પરથી તે ઋષિએ તેમને કહ્યું હતું, કે

આનંદરૂપ પરમાત્માનું જ્ઞાનજ એ શોકનો પાર એટલે નિવૃત્તિનો ઉપાય છે. વિષયનું સુખ હજારો શોકથી વીંટાયલું હોવાથી દુઃખરૂપજ છે, એમ માની દ્વૈતમાં સુખ નથી, એમ તે ઋષિએ જણાવ્યું હતું.

એ સંબંધમાં કોઇને શંકા થાય કે દ્વૈતમાં સુખ ભલે નહિ હોય, પણ અદ્વૈતમાં પણ સુખ નથી; તેમકે તે સુખની પ્રતીતિ થતી નથી અને પ્રતીતિ થાય તો ત્રિપુટી થાય અને તેથી દ્વૈતની હાનિ થાય. એનો ખુલાસો એ છે કે અદ્વૈતમાં સુખ ભલે નહિ હોય, પણ અદ્વૈતજ સુખરૂપ છે. તે પોતે સ્વયંપ્રકાશ છે, તેથી તેમાં કંઇ પ્રમાણની અપેક્ષા નથી.

અદ્વૈતના સ્વયંપ્રકાશપણામાં "અદ્વૈતમાં સુખ નથી" એ વાક્યજ પ્રમાણ છે, કેમકે એમાં અદ્વૈ-તનો સ્વીકાર કરવામાં આવ્યો છે. એમાં એવો સ્વીકાર કર્યો નથી, પણ દોષ બતાવવાને માટેજ

તેમ કહ્યું છે, એમ જો કહેવામાં આવે, તો દ્વૈત પૂર્વે શું હતું, તે પ્રશ્ન ઉપ્તન્ન થાય. શું અદ્વૈત હતું, દ્વૈત હતું, કે બીજું કંઇ હતુ ? છેલ્લો પક્ષ અપ્રસિદ્ધ છે. ઉપ્તત્તિના અભાવથી બીજો પક્ષ પણ નથી, તેથી પેહેલો પક્ષજ બાકી રહે છે.

અદ્વૈત યુક્તિથીજ સિદ્ધ થાય છે, પણ અનુભવથી સિદ્ધ થતું નથી, એમ જો કહેવામાં આવે તો તે યુક્તિ દૃષ્ટાંત રહિત છે, કે દૃષ્ટાંત સહિત છે ? ત્રીજો પક્ષ એમાં નથી. અનુભવ નથી અને દૃષ્ટાંત પણ નહિ હોય, તો દૃષ્ટાંત રહિત યુક્તિ શોભે નહિ. દૃષ્ટાંત સહિત યુક્તિ હોય તો સ્વીકાર થાય એવું દૃષ્ટાંત કહેવું જોઇએ. સુષુપ્તિની પેઠે દ્વૈતની અપ્રતીતિથી પ્રલય સમયે દ્વૈત હોતું નથી, એમ જો કહેવામાં આવે, તો સુષુપ્તિ અદ્વૈત છે એમાં દૃષ્ટાંત શું ? પરસુષુપ્તિ દૃષ્ટાંત છે, એમ કહેનારની કુશળતાનો પાર નહિ. જે પુરૂષ પોતાની

સુષુપ્તિને જાણી શકતો નથી, તે બીજા પુરૂષની સુષુપ્તિ કેમ જાણી શકે ? જેમ પોતે સુએ છે તેમ બીજો પણ ચેષ્ટા રહિત થઈ સુએ છે, તેથી અનુમાનથી પરસુષુપ્તિ જણાય છે, એમ કહેવામાં આવે, તો તે કહેનારને સુષુપ્તિનું સ્વયંપ્રકાશપણું બળથી સિદ્ધ થાય છે. સુષુપ્તિ સમયે ઇંદ્રિયોનો લય થાય છે, તેથી ઇંદ્રિયો હોતી નથી, તેમ દૃષ્ટાંત પણ નથી, છતાં સુષુપ્તિનો સ્વીકાર કરવામાં આવે છે, તેથી જ્ઞાનના સાધન વિના જેનું ભાન થાય તેજ સ્વયંપ્રકાશપણું છે.

---

## સુષુપ્તિ અવસ્થામાં બ્રહ્માનંદ અથવા સુખ.

એ પ્રમાણે સુષુપ્તિમાં અદ્વૈતતા અને સ્વયં-પ્રકાશતા છે એમ સિધ્ધ થાય છે. હવે તેમાં સુખ કેવી રીતે છે તે દર્શાવવામાં આવે છે. સુષુપ્તિમાં દુઃખ નથી, તેથી સુખજ શેષ રહે છે, એમ

ગણવું જોઇએ. તે અવસ્થામાં આંધળો પોતાની અંધતા, ઘાયલ થયલો પોતાનો ઘા, અને રોગી પોતાનો રોગ ભૂલી જાય છે, એમ શ્રુતિ કહે છે, અને તેવો અનુભવ સર્વને થાય છે. પણ માત્ર દુઃખનો અભાવ તે સુખ એમ કહેવાય નહિ, કેમકે માટીના ઢેફાં અને પથ્થર આદિમાં સુખ અને દુઃખ બન્નેનો અભાવ જોવામાં આવે છે, એમ કહેવામાં આવે, તો એ દૃષ્ટાંત યોગ્ય નથી. પારકાના દુઃખ અને સુખની કલ્પના તેના મુખની દીનતા અને હર્ષપરથી થઇ શકે છે, પણ ઢેફાં અને પથ્થરમાં દીનતાદિનો અભાવ હોવાથી સુખ દુઃખ જાણવાનો સંભવ નથી. પોતાના સુખ અને દુઃખ વિષે અનુમાન કરવાની જરૂર નથી. તેઓ અને તેમનો અભાવ અનુભવથીજ જાણી શકાય છે. તેમ હોવાથી સુષુપ્તિમાં દુઃખનો અભાવ અનુભવથી જણાય છે, તેથી સુખના વિરોધી દુઃખના

અભાવથી નિર્વિધ્ન સુખનો સ્વીકાર કરવો જોઇએ. જો સુષુપ્તિમાં સુખ નહિ હોય તો મ્હોટા પ્રયાસથી કોમળ બીછાના તથા પલંગ વિગેરે નિદ્રાના સાધન શા માટે મેળવવામાં આવે? એ સર્વ દુઃખના નાશ માટે છે, એમ કહેવામાં આવે, તો તે રોગીને લાગુ પડે, પણ નિરોગીને તો તે સુખને માટેજ છે, એમ નિશ્ચયપૂર્વક જાણવું. એ સંબંધી શંકા લેવામાં આવે કે સુષુપ્તિ સમયનું સુખ સાધન જન્ય હોવાથી વિષયજન્ય કહેવાશે, તો નિદ્રા પેહેલાનું શય્યા આસન આદિથી થયલું સુખ તેવુંજ છે, પણ નિદ્રામાં જે સુખ થાય છે તે ક્યા કારણથી થાય છે? નિંદ્રા પેહેલાં જીવ શય્યાદિ વિષયજન્ય સુખમાં તત્પર બુધ્ધિવાળો થાય છે, પણ પછી નિદ્રા સમયમાં તો તે સર્વોત્કૃષ્ટ જે સ્વસ્વરૂપભૂત સુખ તેમાં નિમગ્ન થાય છે.

જાગૃત વ્યવહારોથી થાકેલો જીવ બીછાનામાં જરા આરામ લે છે, એટલે સુખનું વિરોધી દુઃખ

તેની નિવૃત્તિ થાય છે. પછી તે સ્વસ્થ ચિત્તવાળો થઇને વિષયી સુખનો અનુભવ કરે છે. ત્યારે અંતર્મુખ થયલી બુદ્ધિની વૃત્તિમાં સ્વરૂપભૂત આનંદનું પ્રતિબિંબ પડે છે. એ સ્થિતિમાં તે આનંદનો અનુભવ કરી ત્રીપુટી એટલે અનુભવ કર્તા, અનુભવ અને અનુભવના પદાર્થો તે વડે જીવ શ્રમને પ્રાપ્ત થાય છે. તે શ્રમની નિવૃત્તિ માટે જીવ પરમાત્મા તરફ દોડે છે અને બ્રહ્મની સાથે એકતાને પામી સુષુપ્તિમાં બ્રહ્માનંદરૂપ થાય છે. એ સુષુપ્તિના આનંદમાં શકુનિ પક્ષી, બાજ પક્ષી, બાળક, મહારાજા અને બ્રહ્મજ્ઞાની પુરૂષના દ્રષ્ટાંતો શ્રુતિમાં આપેલાં છે. શકુનિ પક્ષીને દોરી બાંધી છુટો મુકવામાં આવે અને તે દોરીનો એક છેડો થાંભલા સાથે બાંધ્યો હોય તો તે પક્ષી ચાહે તે દિશામાં ઉડી ફરીને વિશ્રામ ન મળવાથી પાછો પોતાના આશ્રમરૂપ થાંભલા ઉપર આવીને

બેસે છે. તેમ જીવની ઉપાધિરૂપ મન તે ધર્મ અને અધર્મના ફળ જે સુખ દુઃખ તેની પ્રાપ્તિ માટે સ્વપ્ન અને જાગૃતમાં ભમીભમીને કર્મ ક્ષિણ થવાથી લય પામે છે. બાજ પક્ષી પોતાના માળામાંજ પ્રીતિવાળો હોવાથી સુવાને માટે તે તરફજ ઝડપથી જાય છે. તેજ પ્રમાણે જીવ બ્રહ્માનંદમાં પ્રીતિવાળો હોવાથી સુષુપ્તિમાં બ્રહ્માનંદ માટે દોડે છે. બાળક સ્તનપાન કરી કોમળ શય્યામાં સુતો હસતો રમતો રાગદ્વેષાદિની ઉત્પતિના અભાવથી સ્વરૂપભૂત આનંદ ભોગવે છે. સાર્વભૌમ મહારાજ સર્વ ભોગોથી તૃપ્ત થઈ મનુષ્યના આનંદની સીમાને પ્રાપ્ત કરી આનંદ મૂર્તિ થઈ રહે છે. બ્રહ્મજ્ઞાની બ્રાહ્મણ કૃતકૃત્યતારૂપ વિદ્યાનંદની પરમ સીમા જે જીવનમુક્તિ તેને પ્રાપ્ત કરી પરમાનંદરૂપજ રહે છે. તેજ પ્રમાણે સુષુપ્તિમાં જીવ પરમાનંદરૂપજ રહે છે. એ દષ્ટાંતમાં અવિ-

વેકી, વિવેકી અને આત્મજ્ઞાની પુરૂષનો આનંદ બતાવ્યો છે, તે લોકમાં પ્રસિદ્ધ છે. બીજાઓ દેહાભિમાન અને રાગદ્વેષાદિને લીધે દુઃખી હોય છે, પણ સુખી નથી.

ઉપર કહેલા બાળક, ચક્રવૃત્તિ રાજા અને તત્વજ્ઞાની પુરૂષની પેઠે સુષુપ્તિમાં રહેલો જીવ પરબ્રહ્મમાં એકતા પામી બાહ્ય અને અંતરના કોઇ પણ વિષયને જાણતો નથી. માર્ગમાં થતા બનાવ બાહ્ય છે, અને ગ્રહકાર્ય આંતર છે. તેમ જાગૃત બાહ્ય છે અને સ્વપ્ન આંતર છે. સુષુપ્તિમાં પિતા પણ અપિતા થઈ જાય છે, ઇત્યાદિ શ્રુતિઓમાં કહેલું છે કે, સુષુપ્તિમાં જીવપણાનું નિવારણ થાય છે અને સંસારની પ્રતીતિ થતી નથી, તેથી તેમાં બ્રહ્મજ છે, પણ જીવ નથી. હું પિતા છું, હું પુત્ર છું, હું ભાઇ છું, એ પ્રકારનું અભિમાન સુખ અને દુઃખ કરવાવાળું છે. તે અભિમાન સુષુ-

પ્તિમાં નિવૃત્ત થવાથી જીવ સર્વ શોકને તરી જાય છે, તેથી તેને સુખદુઃખ થતાં નથી. વળી અથર્વણી શ્રુતિમાં કહેલું છે કે, સુષુપ્તિકાળમાં સર્વ સંસાર લય પામે છે, અને પ્રકૃતિથી વિંટાયલો જીવ સુખરૂપ બ્રહ્મને પામે છે. સુઇ ઉઠેલો પુરૂષ સુષુપ્તિમાં અનુભવેલાં સુખ અને અજ્ઞાનનું સ્મરણ કરી કહે છે કે, હું સુખે સુતો હતો, મેં કંઇપણ જાણ્યું નથી. એ કારણથી સુષુપ્તિમાં સુખ છે એમ માનવું જોઇએ. વળી એક એવો નિયમ છે કે અનુભવેલા વિષયનુંજ સ્મરણ થાય છે. તેથી સુષુપ્તિમાં સુખનો અનુભવ છે એમ નક્કી છે. સુષુપ્તિમાં જ્ઞાનના સાધન હોતાં નથી, પણ સુખ પોતે ચિદ્રૂપ અને સ્વપ્રકાશ છે. તે પોતાની મેળેજ ભાસે છે અને તેથીજ અજ્ઞાનની પ્રતીતિ થાય છે. વળી વાજસનેયી શાખામાં કહેલું છે કે બ્રહ્મ વિજ્ઞાનરૂપ અને આનંદરૂપ છે, તેથી સ્વયંપ્રકાશ

સુખ તે બ્રહ્મજ છે, બીજું નહિ. સુષુપ્તિના અજ્ઞાનમાં વિજ્ઞાનમય અને મનોમયનો લય થાય છે. એ બેની જે વિલયાવસ્થા તે નિદ્રા છે અને તેજ અજ્ઞાન કહેવાય છે. અગ્નિથી ઘી પીગળી જાય તે તેની વિલયાવસ્થા છે, અને પવનથી તે પાછું ઝામી જાય તે તેનો ઘનીભાવ છે તેજ પ્રમાણે નિદ્રામાં લય પામેલું અંતઃકરણ નિદ્રાની નિવૃત્તિ થવાથી પાછું વિજ્ઞાનરૂપે પરિણામ પામે છે. વિલયાવસ્થામાં તેજ આત્માની આનંદમય ઉપાધિ કહેવાય છે. સુષુપ્તિના પૂર્વ ક્ષણમાં જે બુદ્ધિવૃત્તિ સુખના પ્રતિબિંબવાળી થાય છે, તેજ નિદ્રારૂપે લય પામે છે, ત્યારે તે વૃત્તિ આનંદમય શબ્દથી ઓળખાય છે

જે આનંદમય અંતર્મુખ છે, તેજ સુષુપ્તિમાં ચિદાભાસવાળી અને અજ્ઞાનથી ઉત્પન્ન થયલી વૃત્તિ-ઓથી બ્રહ્મ સુખને અનુભવે છે. અજ્ઞાનની વૃત્તિઓ

સૂક્ષ્મ છે, અને બુદ્ધિની વૃત્તિઓ સ્પષ્ટ છે, એમ વેદાંતના સિદ્ધાંતોને સારી રીતે જાણવાવાળા કહે છે. આનંદમયનું ભોક્તાપણું અને બ્રહ્માનંદનું ભોગ્યપણું માંડુક્ય અને તાપનીયાદિ ઉપનિષદોમાં અતિ સ્પષ્ટ રીતે કહેલું છે. એ આનંદમય સુષુપ્તિ અવસ્થામાં બ્રહ્મની સાથે એકાકાર થઇ પ્રજ્ઞાન ઘનતા પ્રાપ્ત કરી ચિદાભાસવાળી વૃત્તિથી બ્રહ્માનંદને ભોગવે છે. જે આત્મા જાગૃદવસ્થામાં વિજ્ઞાનમયાદિ ઉપાધિસહિત હોય છે, તે સુષુપ્તિ અવસ્થામાં ઉપાધિઓનો લય થવાથી, જેમ ચોખાના જૂદા જૂદા દાણા દળ્યાથી લોટરૂપ એકતાને પામે છે, તેમ બ્રહ્માનંદની સાથે એકરૂપ થાય છે. જાગૃતવસ્થામાં રહેનારી પ્રજ્ઞાન નામની બુદ્ધિ વૃત્તિઓ, જેમ ઉત્તર દેશમાં જળના બિંદુ ટાઢથી ઠરી જઈ કરાં જેવાં થઈ જાય છે, તેમ સુષુપ્તિમાં ઘનીભાવને પામી ચિદ્રૂપે એકતાને પામે છે.

એ પ્રજ્ઞાનઘનતા જેને વેદાંતવાળા સાક્ષિભાવ કહે છે, તેને લૌકિક એટલે અજ્ઞાની જનો તથા નૈયાયિકો દુઃખાભાવ કહે છે, કેમકે સર્વ દુઃખ વત્તિઓનો સુષુપ્તિમાં લય થઇ જાય છે.

અજ્ઞાનવૃત્તિમાં પ્રતિબિંબિત ચૈતન્ય એટલે જીવ સુષુપ્તિમાં બ્રહ્માનંદના ભોગમાં સાધન છે. તે બ્રહ્મસુખને તજી પાપાદિ કર્મના યોગે પાછો જાગૃદવસ્થામાં જાય છે. કૈવલ્ય ઉપનિષદમાં પણ કહેલું છે કે જન્માંતરમાં કરેલાં કર્મના યોગથી જીવ જાગૃદવસ્થામાં આવે છે, અને કર્મથી થતો બોધ કહ્યો છે. સુષુપ્તિમાં થયલા બ્રહ્માનંદનો સંસ્કાર જીવને જાગૃતમાં થોડો સમય રહે છે અને તેથી વિષયના અનુભવ રહિત તે સુખી અને ઉદાસીન રહે છે. પછી પુણ્યપાપરૂપ કર્મોથી પ્રેરિત થયલાં અનેક પ્રકારનાં દુઃખોનું ચિંતન સર્વજનો કરે છે અને ધીરે ધીરે બ્રહ્માનંદને ભૂલી

જાય છે. એમ છતાં નિદ્રા પહેલાં અને પછી પણ મનુષ્યોને બ્રહ્માનંદમાં પ્રતિદિન પ્રીતિ હોય છે. તે કારણથી એ સંબંધમાં કયો ડાહ્યો પુરૂષ વિવાદ કરશે.

અત્રે એવી શંકા થાય કે ઉદાસીન સ્થિતિમાં રહેવાથી બ્રહ્માનંદનું ભાન થાય તો અજ્ઞાની આળસુ લોકો કૃતાર્થ થશે અને ગુરૂ તથા શાસ્ત્રની જરૂર રહેશે નહિ. તેનું સમાધાન એ છે કે તેઓ એમ જાણે કે ઉદાસીન અવસ્થામાં થતું સુખ બ્રહ્માનંદ છે, તો તો તેઓ કૃતાર્થ થાય, પણ ગુરૂ શાસ્ત્ર વિના ગંભિર બ્રહ્મનું જ્ઞાન થઈ શકતું નથી, તેથી તેવા અજ્ઞાની અને આળસુ જનો કૃતાર્થ થઈ શકતા નથી.

ઉપલા કથનથી કોઇ એમ કહે કે, હું બ્રહ્માનંદને જાણું છું, તો તેટલાથી કૃતાર્થતા થઇ શકતી નથી. એ સંબંધમાં પોતાને પંડિત માનનારા

એક અજ્ઞાનીનું વૃત્તાંત સાંભળવા જેવું છે. એક શ્રીમંતે એવું પ્રસિદ્ધ કર્યું કે જે ચાર વેદને જાણતો હોય, તે પુરૂષને મારે ઘણું ધન આપવું છે. તે સાંભળી એક મૂર્ખે કહ્યું કે વેદો ચાર છે એમ હું જાણું છું, માટે એ ધન મને આપો. તે માત્ર સંખ્યાનેજ જાણતો હતો, પણ સંપૂર્ણ વેદને જાણતો નહિ હતો. તેજ પ્રમાણે ઉપલા કથન ઉપરથી હું બ્રહ્મને જાણું છું, એમ કહેનાર સંપૂર્ણ બ્રહ્મને જાણનારો નથી. માયા અને તેના કાર્યોથી રહિત અખંડ એકરસ આનંદરૂપ બ્રહ્મમાં પૂર્ણતા અને અપૂર્ણતાનો અવસરજ નથી, એમ કહેવામાં આવે તો તેનો ઉત્તર એ છે, કે માત્ર મોઢેથી શબ્દોનો ઉચ્ચાર કરવો તેટલાથી કંઇ જ્ઞાન થતું નથી. શબ્દોનો અર્થ વ્યાકરણથી જાણવો જોઇએ અને પછી બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો જોઇએ અને હું બ્રહ્મ છું એમ નિશ્ચય કરવો જોઇએ. એમ થાય

તો કૃતાર્થતા થાય છે; માટે એવી કૃતાર્થતા બુદ્ધિ થાય ત્યાં સુધી ગુરૂની સેવા કરી વેદાંત શ્રવણ અને મનન કર્યા કરવું જોઇએ.

હવે એ વિષય બંધ કરવામાં આવે છે. જ્યાં જ્યાં વિષયો વિના સુખ થાય ત્યાં ત્યાં સર્વત્ર બ્રહ્માનંદની વાસના છે એમ જાણવું. એ સુખ તે વાસનાનંદ છે. વિષયો પ્રાપ્ત થવાથી તેના ભોગની ઇચ્છા શાંત થાય ત્યારે મન અંતર્મુખ થાય છે, અને મનની વૃત્તિમાં આનંદનું પ્રતિબિંબ પડે છે, તે વિષયાનંદ છે. એ પ્રમાણે બ્રહ્માનંદ, વાસનાનંદ અને વિષયાનંદ એમ ત્રણ પ્રકારના આનંદ છે. એ ત્રણ વિના જગતમાં બીજો આનંદ નથી. એ ત્રણ આનંદમાં બ્રહ્માનંદ સ્વયંપ્રકાશ છે. તે વિષયાનંદ અને વાસનાનંદને ઉત્પન્ન કરે છે.

---

## જાગૃદવસ્થામાં બ્રહ્માનંદ.

શ્રુતિ, યુક્તિ, અને અનુભવથી સુષુપ્તિમાં સ્વયંપ્રકાશ, ચૈતન્ય.સ્વરૂપ, બ્રહ્માનંદની સિદ્ધિ કરી. હવે બ્રહ્માનંદનો અનુભવ જાગૃદાવસ્થામાં થાય છે તે સંબંધી કહેવામાં આવે છે. સુષુપ્તિમાં જે આનંદમય છે, તે બુદ્ધિની ઉપાધિથી વિજ્ઞાનમયતાને પ્રાપ્ત કરી સ્થાનના ભેદથી સ્વપ્ન અથવા જાગૃત દશાને પામે છે. જીવ જ્યારે નેત્ર એટલે સર્વ ઇંદ્રિઓમાં રહે છે ત્યારે જાગૃદવસ્થા, કંઠમાં રહે છે ત્યારે સ્વપ્નાવસ્થા, અને હૃદયકમળમાં રહે છે ત્યારે સુષુપ્તિ અવસ્થા થાય છે. પગથી તે માથા સુધી દેહને વ્યાપીને જીવ રહે છે. તપાવેલા લોઢાના ગોળાની પેઠે જીવ દેહની સાથે તાદાત્મ્ય એટલે એકતા પામી હું મનુષ્ય છઉં, એ પ્રમાણે નિશ્ચય કરીને રહે છે. ઉદાસીન, સુખી અને દુઃખી એ ત્રણ અવસ્થા જીવની થાય છે તેમાં સુખી અને

દુઃખી અવસ્થા કર્મજન્ય છે, પણ ઉદાસીન અવસ્થા સ્વભાવથી છે.

બાહ્યભોગથી અને મનોરાજ્યથી સુખદુઃખ બે પ્રકારના છે. સુખ અને દુઃખની વચ્ચેના સંધિ-કાળમાં ઉદાસીન અવસ્થા થાય છે. આજે મને કંઇપણ ચિંતા નથી, હુ સુખમાં બેઠો છું,' એ પ્રમાણે સર્વ મનુષ્યો ઉદાસીન અવસ્થામાં બોલે છે. તે તેઓ નિજાનંદ એટલે બ્રહ્માનંદનો પોતાનો અનુભવ જણાવે છે. હું છું એ પ્રમાણે સામાન્ય અહંકાર સહિત જે નિજાનંદ તે મુખ્ય નથી, પણ તે બ્રહ્માનંદની વાસના છે. જેમ પાણીના ભરેલા ઘડાની બહાર શિતળતા રહે છે, તે જળ નથી પણ જળનો ગુણ છે, તેથી ઘડામાં જળ છે એવું અનુમાન થાય છે, તેજ પ્રમાણે બ્રહ્માનંદની વાસના ઉપરથી જાગૃદવસ્થામાં બ્રહ્માનંદ છે, એવું અનુ-માન થાય છે.

સમાધિના અભ્યાસથી જેટલો સમય અહંકારાદિ વૃત્તિનું વિસ્મરણ થાય તેટલો સમય ચિત્તની સૂક્ષ્મતા થવાથી નિજાનંદનું અનુમાન થાય છે. જો અહંકારનું સંપૂર્ણ વિસ્મરણ થાય તો પરમ સૂક્ષ્મતા થાય અને બ્રહ્માનંદની અધિક પ્રતીતિ થાય. એ પરમ સૂક્ષ્મતા નિદ્રા નથી અને તેથી દેહ પણ પડતો નથી. ભગવાને અર્જુન પ્રત્યે કહેલું છે કે જે સમયમાં દ્વૈત ભાસતું નથી અને નિદ્રા પણ નથી તે સમયે જે સુખ થાય છે, તે બ્રહ્માનંદ છે. ભગવાને ગીતામાં અર્જુનને બોધ કર્યો છે કે ધૈર્યવાળી બુદ્ધિથી ધીમે ધીમે મન ઉપરામ પામે એમ કરવું, એટલે સર્વ વિષયોમાંથી મનની વૃત્તિને ખેંચી લઇ મનને વૃત્તિશૂન્ય કરવું અને તેને આત્મામાં સ્થિર કરી બીજું કંઇ પણ ચિંતન કરવું નહિ. મન ચંચળ અને અસ્થિર છે. તે જે જે પાસાથી ચળી બહાર જાય તે તે પાસાથી

તેને રોકી આત્માનેજ સ્વાધિન કરી દેવું જે યોગિનું મન શાંત થયું છે, જેનો રજો ગુણ શાંત થયો છે, જે પાપરહિત છે અને જે બ્રહ્મરૂપ થયો છે, તે યોગીને ઉત્તમ સુખ પ્રાપ્ત થાય છે. યોગના અનુષ્ઠાનથી નિરૂદ્ધ થયલું ચિત્ત જ્યારે ઉપરામ પામે. અને સમાધિમાં આત્માનો સાક્ષાત્કાર થઇ સ્વસ્વરૂપમાં સંતોષ થાય; જ્યારે બુદ્ધિથી ગ્રહણ કરવા યોગ્ય અને ઇંદ્રિઓને અગોચાર એવા અત્યંત સુખનો અનુભવ થાય; જ્યારે આત્મસ્વરૂપમાંથી મન ચળે નહિ અને આત્મલાભથી અધિક બીજો લાભ છે એમ માનવામાં આવે નહિ; જ્યારે મ્હોટું દુઃખ પડયાં છતાં આત્મસ્વરૂપમાંથી ચલાયમાન થવાય નહિ; એવી જે અવસ્થા તે દુઃખ રહિત યોગ એટલે આત્મસાક્ષાત્કાર છે. એવો જે યોગ તે મુમુક્ષુ પુરૂષે નિશ્ચયપણાથી ખેદ પામ્યા વિના સાધવો જોઇએ. જેનાં પાપ નિવત્ત થયાં છે. એવો યોગી

ઉપર પ્રમાણે આત્માનું અનુસંધાન સદા કરે છે, અને બ્રહ્માનંદનું ઉત્તમ સુખ ભોગવે છે.

જેમ દર્ભના છેડાથી સમુદ્રના જળનું એકેક ટીપું બહાર કાડતાં કોઇ કાળે પણ સમુદ્ર ખાલી કરી શકાય, તેમ ખેદ પામ્યા વિના નિરંતર યોગાભ્યાસ કરવામાં આવે તો મનનો નિગ્રહ થઇ શકે છે. મૈત્રાખ્ય શાખામાં શાકાયન્ય મુનિએ બૃહદ્રથ રાજાને સમાધિ સંબંધી જ્ઞાન આપતાં બ્રહ્મસુખનું વર્ણન કરેલું છે. તેમાં તેમણે જણાવ્યું છે કે, જેમ બળતણ વિનાનો અગ્નિ પોતાના કારણમાં શાંત થઇ જાય છે, તેમ વૃત્તિના ક્ષયથી ચિત્ત પોતાના કારણ સત્વગુણમાં શાંત થઇ જાય છે. એમ થવાથી આત્મામાં પ્રીતિવાળું મન ઇંદ્રિઓના વિષયોથી વિમુખ થાય છે, અને કર્મ વશથી પ્રાપ્ત થતાં સુખ તથા તેના સાધનોને મિથ્યા માને છે. ચિત્ત એજ સંસાર છે, માટે તેને

પ્રયત્નથી શુદ્ધ સત્વગુણમય કરવું. મનુષ્યનું ચિત્ત જેમાં જાય છે, તે રૂપે તે થાય છે, એવું સનાતન રહસ્ય છે.

ચિતની શુદ્ધિથી પાપપુણ્યરૂપ કર્મનો ક્ષય થાય છે અને ચિત્ત પ્રસન્ન થાય છે. તેમ થવાથી આત્મામાં સ્થિતિ થાય છે અને અક્ષય સુખ પ્રાપ્ત થાય છે. જેમ પ્રાણિઓનું ચિત્ત વિષયોમાં સારી રીતે આસક્ત થાય છે, તેમ જો પરમાત્મામાં આસક્ત થાય તો સંસારબંધનથી કોણ મુક્ત ન થાય? શુદ્ધ અને અશુદ્ધ એમ બે પ્રકારનું મન છે. કામ ક્રોધાદિ વૃત્તિવાળું મન અશુદ્ધ છે, અને તેવી વૃત્તિ રહિત મન શુદ્ધ છે. મન એજ મનુષ્યના બંધ અને મોક્ષનું કારણ છે. વિષયમાં આસક્તિવાળું મન સંસાર બંધનનું કારણ છે, અને તેવી આસક્તિ રહિત મોક્ષનું કારણ છે. સમાધિથી શુદ્ધ થયલા અને આત્મામાં સ્થિર કરેલા

મનને સમાધિમાં જે સુખ થાય છે તેનું વર્ણન વાણીથી થઇ શકે એવું નથી, પણ સમાધિમાં અંતઃકરણ પોતે તે ગ્રહણ કરી શકે છે.

---

## ક્ષણિક સમાધિથી બ્રહ્માનંદનો નિશ્ચય.

જીવ અને બ્રહ્મની એકતાના જ્ઞાનની આવૃત્તિ-રૂપ એ સમાધિ લાંબા કાળ સુધી રાખવી એ મનુષ્યોને માટે દુર્લભ છે, તોપણ ક્ષણિક સમાધિ બ્રહ્માનંદનો નિશ્ચય કરાવે છે. જે પુરૂષ શ્રદ્ધાળુ અને દૃઢ આગ્રહી છે તે ક્ષણિક સમાધીમાંજ બ્રહ્માનંદનો અવશ્ય નિશ્ચય કરે છે, અને એકવાર એવો નિશ્ચય થાય એટલે તેમાં તેને સર્વદા નિશ્ચય રહે છે. એવા નિશ્ચયવાળો પુરૂષ ઉદાસીનકાળમાં પણ આનંદની વાસનાની ઉપેક્ષા કરીને મુખ્યાનંદમાં તત્પર થઇ તેનીજ ભાવના કરે છે. એ પ્રમાણે શુદ્ધ પરમ તત્વમાં વિશ્રાંતિ પામેલો પુરૂષ

બહારથી પોતાનો સર્વ વ્યવહાર કરે છે અને અંતઃકરણમાં બ્રહ્માનંદનો સ્વાદ લે છે. ઇંદ્રિઓ પ્રબળ છતાં બ્રહ્માનંદની ઇચ્છાથી ઇંદ્રિઓનો તિરસ્કાર કરી બ્રહ્મચિંતનમાં પ્રવૃત રહેવું, તેનું નામ ધિરતા છે. જેમ ભાર ઉપાડનાર મજુર પોતાના માથાપરનો બોજો નિચે મુકી વિશ્રાંત થાય છે, તેમ જ્ઞાની સંસાર વ્યવહારના ત્યાગથી તેવી બુદ્ધિવાળો થાય તેજ વિશ્રાંતી છે. ઉદાસીન અવસ્થામાં જે જ્ઞાની પરમ વિશ્રાંતી પામે છે, તે સુખ દુઃખની દશામાં પણ પરમાનંદમાંજ લાગી રહે છે.

અગ્નિમાં પ્રવેશ કરી બળી મરવાને તત્પર થયલા મનુષ્યને જેમ સુંદર ઘરેણાંગાંઠાં ઉપર પ્રીતિ થતી નથી, તેમ વિવેકી પુરૂષને પણ બ્રહ્માનંદના અનુસંધાનના વિરોધિ વિષયસુખની ઇચ્છા થતી નથી. કાગડાની દૃષ્ટિ એકજ આંખમાં હોય

છે. તે ડાબા નેત્રમાંથી જમણા નેત્રમાં અને જમણામાંથી ડાબા નેત્રમાં ક્રમથી આવ જાવ કરે છે. તેજ પ્રમાણે તત્વજ્ઞાનીની બુદ્ધિ અવિરોધિ વિષય સુખ અને બ્રહ્માનંદ એ બન્નેમાં આવ જાવ કરે છે, અને તે એ બન્ને સુખને ભોગવે છે અને તેમ કરતાં તે બે ભાષા જાણનારની પેઠે લૌકિક અને વૈદિક એ બન્ને પ્રકારના વ્યવહાર પણ જાણે છે. જેમ ગંગામાં ઉભેલા મનુષ્યનું અર્ધ શરીર પાણીમાં હોય છે અને અર્ધ પાણી ઉપર હોય છે, તેને શીતળતા અને ઉષ્ણતા એ બન્નેનો અનુભવ એકજ કાળે થાય છે, તેમ તત્વજ્ઞાની લૌકિક અને વૈદિક વ્યવહારની ઉભય દૃષ્ટિવાળો હોવાથી તેને દુઃખપ્રાપ્ત થાય તોપણ પૂર્વની અજ્ઞાનદશા પ્રમાણે તેને ઉદ્વેગ થતો નથી.

એ પ્રમાણે તત્વજ્ઞાનીને જાગૃદવસ્થામાં સદા બ્રહ્માનંદનો અનુભવ થાય છે, તેજ પ્રમાણે સ્વ-

ન્નાવસ્થામાં પણ તેને બ્રહ્માનુભવ થાય છે. તેને અવિદ્યાની વાસના પણ હોય છે, તેથી તે વાસનાથી ઉત્પન્ન થયલા સ્વપ્નમાં અજ્ઞાનીની પેઠે તેને સુખ દુઃખનો અનુભવ પણ થાય છે. આ બ્રહ્માનંદના પ્રથમાધ્યાયમાં બ્રહ્માનંદનો પ્રકાશ કરવાવાળા તત્વવેત્તાઓના પ્રત્યક્ષ અનુભવનું પ્રતિપાદન કર્યું છે.

---

## પ્રકરણ ૧૨ મું.



### આત્માનંદ.

---

યોગાનંદના પ્રકરણમાં વિવેકી પુરૂષો માટે યોગથી બ્રહ્માનંદના અનુભવનો પ્રકાર દર્શાવ્યો છે. હવે આ પ્રકરણમાં મંદ બુદ્ધિવાળા જીજ્ઞાસુ માટે પ્રત્યગાત્મા એટલે જીવના વિવેચનપૂર્વક આત્માનંદના અનુભવનો પ્રકાર જણાવવામાં આવે છે.

વિવેકહિન મૂઢો પુણ્યપાપરૂપ કર્મોના યોગે વારંવાર જન્મે છે, અને મરે છે, અને લાખો દેહ ધારણ કરે છે. તેમને જ્ઞાનનો અધિકારજ નથી, અને ઉપદેશથી તેમને કંઇ અસર થાય નહિ. એ મૂઢોના બે પ્રકાર છે, બહિર્મુખ વૃત્તિવાળો અને મંદ બુદ્ધિવાળો જીજ્ઞાસુ. બહિર્મુખને તો રૂચે એવાં કર્મ અને ઉપાસનાજ યોગ્ય છે, પણ મંદ બુદ્ધિવાળા જીજ્ઞાસુને આત્માનંદ વડે ઉપદેશ થઇ શકે છે. યાજ્ઞવલ્કય ઋષિએ પોતાની પત્નિ મૈત્રેયીને ઉપદેશ કર્યો છે કે, 'પતિને અર્થે પતિ પ્રિય નથી' ઇત્યાદિ વચનોથી આત્માનંદનો બોધ કર્યો છે.

---

## આત્માને માટેજ સર્વ વસ્તુની પ્રિયતા.

પતિ, સ્ત્રી, પુત્ર, ધન, પશુ, બ્રાહ્મણ, ક્ષત્રિય, સ્વર્ગાદિ લોક, દેવો, વેદ, પંચમહાભૂત એ સર્વ

આત્માને અર્થેજ પ્રિય છે. પોતાનો પતિ સર્વ રીતે અનુકુળ હોય તોજ સ્ત્રી તેના ઉપર પ્રીતિ કરે છે, પણ જો તે ભુખે મરતો હોય, રોગી હોય, વિરાગી હોય તો તે સ્ત્રી પોતાના પતિની ઇચ્છા કરતી નથી. તેથી સ્ત્રીની પ્રીતિ પતિના સ્વાર્થ માટે નહિ, પણ સ્ત્રીના પોતાના સ્વાર્થ માટે છે. તેમજ પતિ પોતાની સ્ત્રીમાં પ્રીતિ કરે છે, તે સ્ત્રીના સ્વાર્થ માટે નહિ, પણ પોતાનાજ હિત માટે છે. એ પ્રમાણે પરસ્પર પ્રવૃત્તિ પોતાની ઇચ્છાથીજ થાય છે. દાઢી મૂછવાળો પિતા પોતાના બાળકને ચુંબન કરે છે, ત્યારે વાળ ખુંચ્યાથી બાળક રડે છે, તોપણ પિતા ચુંબન કરે છે. તે પ્રીતિ બાળકના હિત માટે નથી, પણ પિતાના પોતાના સ્વાર્થ માટે છે. રત્નાદિ ધન જડ પદાર્થોને કંઇ ઇચ્છા હોતી નથી. તેમને મનુષ્યો યત્નથી સંભાળે છે. તે પ્રીતિ પોતાના સ્વાર્થ માટે છે, પણ

ધનના સ્વાર્થ માટે જરા પણ નથી. બળદને ગાડું ખેંચવાની કે ભાર ઉપાડવાની ઇચ્છા હોતી નથી, પણ તેનો માલીક તેને ચાહે છે, અને બળાત્કારથી ગાડું ખેંચવાની તેનામાં ઇચ્છા ઉત્પન્ન કરે છે. એ પ્રીતિ બળદ માટે નહિ, પણ માલિકની પોતાના હિત માટે છે. હું બ્રાહ્મણ જાતિનો પૂજ્ય છું, એ પ્રમાણે બ્રાહ્મણ બોલે છે, અને પોતાનું પૂજન થવાથી સંતોષ માને છે, તે સંતોષ બ્રાહ્મણ જાતિને માટે નહિ, પણ પુરૂષને પોતાના હિત માટે છે. હું ક્ષત્રિય છું, તેથી રાજ્ય કરૂં છું, એ પ્રીતિ ક્ષત્રિય જાતી માટે નહિ, પણ પુરૂષને પોતાને માટે છે. એ પ્રમાણે વૈશ્ય શૂદ્રો માટે પણ સમજી લેવું. મને સ્વર્ગ લોક મળે, મને બ્રહ્મલોક પ્રાપ્ત થાય, એ પ્રમાણે જે ઇચ્છા થાય, તે તે લોકના ઉપકાર માટે નહિ, પણ પોતાના ભોગ માટેજ છે.

મનુષ્યો શંકર, વિષ્ણુ આદિ દેવોની પૂજા કરે છે, તે નિષ્પાપ દેવોને અર્થે નહિ, પણ પોતાના પાપની નિવૃત્તિ અને પોતાના કલ્યાણ માટે કરે છે. તેઓ વેદાધ્યયન કરે છે, તે વેદના ઉપરની પ્રીતિ માટે નહિ, પણ પોતાને દુર્બ્રાહ્મણતા પ્રાપ્ત ન થાય અને પોતાનું શ્રેય થાય એ માટે કરે છે. પૃથ્વિ આદિ પંચમહાભૂતોની ઇચ્છા મનુષ્યો કરે છે, તે પંચભૂતો માટે નથી, પણ તેમના વડે સ્થાન, તૃષા, પાક, શોષણ અને અવકાશરૂપ સર્વ વ્યવહાર ચાલે છે, માટે મનુષ્યો પોતાના હિત માટેજ તેમના ઉપર પ્રીતિ રાખે છે. શેઠ પોતાના નોકર ઉપર પ્રીતિ રાખે છે, અને નોકર શેઠને ચાહે છે, તે અન્યોન્યના ઉપર ઉપકાર કરવા માટે નથી, પણ પોતપોતાના સ્વાર્થ માટે છે. સર્વ વ્યવહાર સંબંધી આટલાં બધાં ઉદાહરણ આપ્યાં છે, તે એવા હેતુથી કે સર્વ પદાર્થો પોતાના આત્મા

માટેજ પ્રિય છે, એવું અનુસંધાન થાય, અને તેવી બુદ્ધિ દૃઢ થાય.

---

## આત્મામાં પરમ પ્રીતિ.

એ સંબંધમાં શંકા થાય કે પોતાના આત્મામાં જે પ્રીતિ છે, તે કેવા પ્રકારની છે? સ્ત્રી આદિ વિષયોમાં રાગ હોય છે, યજ્ઞયાગાદિ કર્મમાં શ્રદ્ધા હોય છે, ગુરૂ અને દેવાદિમાં ભક્તિ હોય છે, અને ન પ્રાપ્ત થયલી વસ્તુમાં ઇચ્છા હોય છે. તેનો ખુલાસો એ છે કે આત્મામાં જે પ્રીતિ છે, તે માત્ર સુખને અનુસરનારી સાત્વિકી વૃત્તિ છે. તે ઇચ્છાથી ભિન્ન છે, કેમકે ઇચ્છા તો અપ્રાપ્ત સુખાદિની હોય છે, પણ પ્રીતિ પ્રાપ્ત, અપ્રાપ્ત અને પ્રાપ્ત થઇ નષ્ટ થયલા સુખમાં પણ રહે છે. અન્નપાનાદિ સુખનાં સાધન છે, તેથી તે પ્રિય લાગે છે, તેજ પ્રમાણે આત્મા પણ અનુકૂળપણાને

લીધે પ્રિય છે, એમ જો કહેવામાં આવે તો આત્મા સુખનું સાધન એટલે ભોગ્ય નથી, પણ તે પોતેજ ભોક્તા છે. તે પોતે ભોગ્ય અને ભોક્તા એમ બન્ને છે, એમ પણ કહેવાય નહિ, કેમકે કર્તાપણું અને કર્મપણું એકમાં હોઈ શકે નહિ.

વિષયી સુખમાં પ્રીતિ છે, પણ આત્મા તો અતિ પ્રિય છે. વિષયજન્ય પ્રીતિ અનિત્ય વધઘટ થનારી છે, પણ આત્માની પ્રીતિ નિત્ય છે. વિષય-જન્ય પ્રીતિ એક વિષયને છોડી બીજો વિષય ગ્રહણ કરે છે, પણ આત્મા તો ત્યાગ કરવા યોગ્ય નથી, તેમ ગ્રહણ કરવા યોગ્ય પણ નથી. તેથી તેમાં જે પ્રીતિ હોય છે, તે ખસતી નથી, પણ તેમાં દૃઢ રહે છે. જ્યારે આત્મા ત્યાગ અને ગ્રહણ રહિત છે, ત્યારે તૃણ આદિની પેઠે તેની ઉપેક્ષા થશે, એમ કહેવામાં આવે તો તેનો ખુલાસો એ છે, કે આત્મા ઉપેક્ષા કરનારનું સ્વરૂપ હોવાથી

પોતાના આત્માની ઉપેક્ષા અસંભવિત છે. રોગથી પીડાતા અને ક્રોધના આવેશમાં આવેલા માણસોની મરવાની ઇચ્છા ક્વચિત જોવામાં આવે છે, અને પછી દ્વેષથી આત્મા તજવા યોગ્ય પ્રતીત થાય છે, પણ તે વાસ્તવિક નથી. જે ત્યાગ થાય છે તે તે આત્માનો નહિ પણ દેહનો છે. દેહ કંઈ આત્મા નથી. આત્મા તો ત્યાગ કરનાર જીવ છે, અને દ્વેષ ત્યાગ કરનાર આત્મામાં નથી પણ ત્યાગ કરવા યોગ્ય દેહમાં છે.

આત્માને લીધેજ સર્વમાં પ્રીતિ છે, તેથી આત્મા અતિ પ્રિય છે, એમ સિદ્ધ થાય છે. જેમ પુત્રના મિત્ર કરતાં પુત્ર વધારે પ્રિય છે, તેમ આત્મા સર્વથી વધારે પ્રિય છે. મારો નાશ નહિ થાય, અને હું સર્વદા હયાત રહું, એમ સર્વ ઇચ્છે છે. એ ઉપરથી આત્મામાં પ્રીતિ પ્રત્યક્ષ જોવામાં આવે છે.

## આત્માના ત્રણ ભેદ.

એ પ્રમાણે શ્રુતિ, યુક્તિ અને અનુભવ એ ત્રણ પ્રમાણોથી આત્મામાં પ્રીતિ છે, તે વાત સિદ્ધ થઇ, તોપણ કેટલાકો પુત્ર અને ભાર્યાદિ પ્રત્યે આત્માનું શેષપણું એટલે ગૌણપણું જણાવે છે, અને તે માટે શ્રુતિમાં પુત્રનુંજ મુખ્યાત્માપણું જણાવેલું છે.એમ કહેછે 'આત્માજ પુત્ર નામવાળો છે' એમ ઉપનિષદમાં સ્પષ્ટ કહ્યું છે. પિતાના પુત્રરૂપ આત્માને પુણ્યકર્મો કરવા માટે તેના પ્રતિનિધિ તરીકે મુકરર કરવામાં આવે છે. પછી એ પિતાનો પિત્રુરૂપ આત્મા કૃતાર્થ થઇને મરણ પામે છે. વળી આત્મા વિદ્યમાન છતાં પુત્ર વિનાના પુરૂષને પરલોકની પ્રાપ્તિ નથી એવાં પણ વચન છે. એટલા માટેજ શાસ્ત્ર જાણનારાઓ શિક્ષિત પુત્રનેજ પરલોકના સુખનું સાધન કહે છે.

મનુષ્ય લોકનું સુખ પણ પુત્ર વડેજ મળી શકે છે, બીજાથી મળતું નથી. 'તું બ્રહ્મ છે' ઇત્યાદિ મંત્રો વડે મરવા પડેલો પિતા પોતાના પુત્રને ઉપદેશ આપે છે. એ રીતે શ્રુતિઓ પ્રતિપાદન કરે છે કે સ્ત્રી પુત્રાદિ આત્મામાં ઉપકાર કરવાવાળાં છે. વળી લોકમાં પણ પુત્રનું પ્રધાનપણું મનાય છે. પોતાના મરણ પછી સ્ત્રી પુત્રો સુખે રહી શકે એ માટે ધન મેળવવા મનુષ્ય પ્રયત્ન કરે છે. એ કારણથી પુત્રાદિ મુખ્ય છે એમ ઠરે છે.

ઉપર પ્રમાણે સ્ત્રી પુત્રાદિનું મુખ્યપણું જણાવવા માટે દલીલ છે ખરી, તોપણ તેટલાથીજ આત્માનું ગૌણપણું થઇ જતું નથી. ગૌણ, મિથ્યા અને મુખ્ય એવા ભેદે કરી આત્મા ત્રણ પ્રકારનો છે. આ દેવદત્ત સિંહ છે. એ વાકયમાં સિંહ અને દેવદત્તનું ઐકય ગૌણ છે, કેમકે તેમનો ભેદ સ્પષ્ટ જણાય છે. તેજ પ્રમાણે પુત્રાદિની પ્રધાનતા ગૌણ

છે. પંચકોશથી શાક્ષીરૂપ આત્માનો ભેદ છે, તોપણ તે ભાસતો નથી, તેથી જેમ ઝાડના હુંઠામાં ચોરપણાની ભ્રાંતિ થાય તેમ પંચકોશનું પણ મિથ્યાપણું જાણવું. આત્માનો કોઇ પ્રતિયોગી એટલે તેના જેવી બીજી કોઇ સત્ય વસ્તુ નથી, તેથી તેનો ભેદ નથી અને ભેદ ભાસતો પણ નથી. તે સર્વનો અંતર્યામી હોવાથી તેજ મુખ્યાત્મા છે એમ માનવું જોઇએ.

એ પ્રમાણે આત્મા ગૌણ, મિથ્યા અને મુખ્ય એમ ત્રણ પ્રકારનો હોવાથી જે જે વ્યવહારમાં જેનું જેનું ઉપયોગીપણું તેની પ્રધાનતા માનવી અને બાકીના સર્વની ગૌણતા માનવી. મરવા પડેલા પુરૂષના ઘરના રક્ષણ આદિમાં ગૌણાત્મા એટલે તેનો પુત્રજ ઉપયોગી છે, પણ મુખ્યાત્મા કે મિથ્યાત્મા ઉપયોગી નથી, તેથી પુત્રનીજ ત્યાં પ્રધાનતા છે. 'અધ્યયન કર્તા અગ્નિ છે' એ વાક્યમાં અગ્નિ

પાસે હોવા છતાં અયોગ્યપણાથી તેનું ગ્રહણ થતું નથી, કેમકે અગ્નિ કંઇ અધ્યયન કરી શકે નહિ. પણ અગ્નિ પાસે બેસીને બાળક અધ્યયન કરે છે, તેથી ત્યાં અગ્નિ એટલે બાળક એવો અર્થ કરવો તે યોગ્ય છે. હું કૃશ થઇ ગયો છઉં, તેથી પુષ્ટિકારક ખોરાક ખાઇશ, ઇત્યાદિ વ્યવહારમાં સ્થૂળ દેહ એટલે મિથ્યાત્માજ ઉપયોગી છે. ત્યાં પુષ્ટિનું કારણ જે અન્નભક્ષણ છે તેમાં પુત્રનું ગ્રહણ કરવાનું નથી. હું તપ કરી સ્વર્ગ પ્રાપ્ત કરીશ, ઇત્યાદિ વ્યવહારમાં કર્તાનું એટલે વિજ્ઞાનમયનું મુખ્યાત્મપણું યોગ્યજ છે. એ માટે સ્થૂળ દેહના ભોગો ત્યજીને પુરૂષ કૃચ્છ્રાદિક વ્રત કરે છે. જ્યારે પુરૂષ એવી ઇચ્છા કરે છેકે હું મુક્તિ પ્રાપ્ત કરીશ, ત્યાં ચિદાત્માજ યોગ્ય છે, અને ગુરૂ તથા શાસ્ત્રના બોધથી તે તેનુંજ જ્ઞાન મેળવે છે. બીજું કંઇપણ કરવા તે ઇચ્છતો નથી. બ્રહસ્પતિ

સવ વગેરે યજ્ઞોમાં બ્રાહ્મણ, ક્ષત્રિય આદિની વ્યવસ્થા તેમના અધિકાર પ્રમાણે કરવામાં આવે છે. તેજ પ્રમાણે ગૌણાત્મા, મિથ્યાત્મા અને મુખ્યાત્માની જ્યાં જેની યોગ્યતા તે પ્રમાણે તેમની ત્યાં વ્યવસ્થા સમજવી. જે વ્યવહારમાં જે આત્માની ઉપયોગીતા તેમાં અતિશય પ્રીતિ, તેના ઉપયોગી અનાત્મામાં કહેવા માત્ર પ્રીતિ અને તે એથી ભિન્નમાં પરમ પ્રીતિ કે પ્રીતિ હોતી નથી.

---

## આત્માની પ્રિયતમતા.

વસ્તુના ચાર પ્રકાર છે, પ્રિયતમ, પ્રિય, ઉપેક્ષ્ય અને દ્વેષ્ય. પ્રિયતમ અને પ્રિયનું ઉપર વર્ણન થયું છે. માર્ગના ઘાસ આદિ ઉપેક્ષ્ય છે, અને વ્યાઘ્ર સર્પાદિક દ્વેષ્ય છે. એ ચારેમાં એવો કંઇ નિયમ નથી કે આ પ્રિય અને આ દ્વેષ્ય, પણ જે પ્રસંગે જેવું કાર્ય થાય તે પરથી પ્રિય

કે દ્વેષ્ય તે કહી શકાય છે. વાઘ સામે આવે તો તે દ્વેષ્ય થાય છે, પણ તે બાજુએથી ચાલ્યો જતો હોય તો ઉપેક્ષ્ય થાય છે. જ્યારે તે લાલન પાલ-ણથી અનુકૂળ થાય છે, ત્યારે વિનોદ આપે છે અને પ્રિય થાય છે, તેથી વ્યક્તિનો કંઈ નિયમ નથી, પણ લક્ષણપરથી વ્યવસ્થા થાય છે. અનુકૂ-ળતા, પ્રતિકૂળતા અને એ બંનેનો અભાવ એ લક્ષણ છે. આત્મા અતિપ્રિય છે, સ્ત્રી પુત્રાદિ તેના ઉપકારક તે પ્રિય છે, અને એ બેથી ભિન્ન બીજા તે દ્વેષ્ય કે ઉપેક્ષ્ય હોય છે. એ પ્રમાણે લોકમાં વ્યવસ્થા છે, અને યાજ્ઞવલ્કયનું પણ તેનુંજ મત છે. બીજે સ્થળે શ્રુતિ પણ કહે છે કે પુત્રથી, ધનથી, તથા બીજા સર્વથી આત્મતત્વ અતિપ્રિય છે એમ જાણવું.

શ્રુતિથી અને વિચાર દષ્ટિએ જોતાં આ સાક્ષિજ આત્મા છે, બીજો નથી. પંચકોશનો વિવેક

કરી અંતર વસ્તુ આત્માનો અનુભવ કરવો તે વિચાર છે. જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાની ઉત્પત્તિ અને નિવૃત્તિનું પ્રકાશવું જેથી થાય છે તે સ્વપ્રકાશ ચિદાત્મા છે. પ્રાણથી આરંભી ધન પર્યંતના બીજા ભોગ્ય પદાર્થો ન્યુનાધિકપણાથી આત્માની સમીપતામાં રહેનારા છે. તે સમીપતાના પ્રમાણમાં તેમાં ન્યુનાધિક પ્રીતિ જોવામાં આવે છે. ધન કરતાં પુત્ર વધારે પ્રિય છે, પુત્ર કરતાં પોતાનો દેહ વધારે પ્રિય છે, દેહ કરતાં ઇંદ્રિયો પ્રિય છે, ઇંદ્રિઓથી પ્રાણ પ્રિય છે, અને પ્રાણથી આત્મા અત્યંત પ્રિય છે. એમ છતાં જ્ઞાની અને અજ્ઞાનીનો એ સંબંધમાં વિવાદ શ્રુતિમાં કહ્યો છે અને એવો નિર્ણય કર્યો છે કે આત્મા પરમ પ્રિય છે. તત્વવેત્તા કહે છે કે બીજા કોઇપણ દ્રવ્ય પદાર્થથી સાક્ષીજ પરમ પ્રિય છે. પણ મૂઢ બુદ્ધિવાળા કહે છે કે પુત્રાદિજ પરમ પ્રિય છે અને તેમના ઉપભોગ માટે સાક્ષિ છે.

શિષ્ય અને પ્રતિવાદી આત્માથી અન્યને પ્રિય કહે છે. તેમને ગુરૂએ એવો ઉત્તર આપવો, કે જેથી શિષ્યને બોધ થાય, અને પ્રતિવાદીને શાપ રૂપ થાય. તત્વવેત્તા તેમને એવો ઉત્તર આપે છે કે, 'પ્રિય તને રડાવશે'. તે પરથી શિષ્ય પોતાના પ્રિયનું દુષ્ટ પણું વિવેકથી જાણે છે. મનુષ્યને પુત્ર પ્રિય છે, તેનો વિચાર કરીએ તો પુત્ર ન હોવાથી માબાપને લાંબો સમય કલેશ થાય છે. પુત્રનો ગર્ભ રહેતો ગર્ભપાતથી કે પ્રસવથી માતાને પીડા થાય છે. પુત્રનો જન્મ થયા પછી તેને ગ્રહ કે રોગાદિથી પીડા થાય તો માબાપને દુઃખ, તે મૂર્ખ રહે તો દુઃખ, જનોઇ દીધા પછી વિદ્યા ભણે નહિ તો દુ:ખ, તે પંડિત થાય પણ તેનું લગ્ન ન થાય તો દુઃખ, જો તે અનીતિને માર્ગે ચડે તો દુઃખ, જો તે છોકરાં છૈયાંવાળો થાય ને દરિદ્રી હોય તો દુઃખ, અને જો ધનવાન હોય ને મરણ પામે તો દુઃખ.

એ પ્રમાણે માતા પિતાના દુઃખનો અંત નથી. એ પ્રમાણે વિચાર કરી પુત્રાદિમાં પ્રીતિને ત્યજી પોતાના આત્મામાં પરમ પ્રીતિનો નિશ્ચય કરી વિવેકી પુરૂષે અહર્નિશ આત્માનો અનુભવ કરવો.

જે વાદિ એમ માને છે કે સ્ત્રી પુત્રાદિ અતિ પ્રિય છે અને દુરાગ્રહથી કે બ્રહ્મવેત્તા તરફ દ્વેષ હોવાથી તે પક્ષ છોડતા નથી, તેમનો નરકમાં વાસ કહ્યો છે, અને તેમને બહુ યોનીમાં જન્મ લઇ દુઃખ ભોગવવું પડે છે એમ પણ કહેલું છે. બ્રહ્મવેત્તા બ્રહ્મરૂપ હોવાથી ઇશ્વર છે, તેથી તેઓ જે જે વચન પોતાના શિષ્યપ્રતિ કે પ્રતિવાદી માટે કહે છે તે સિદ્ધ થાય છે. જે પુરૂષ પ્રિય અને ઉત્તમ એવા સાક્ષીરૂપ આત્માને સેવે છે તેનો પરમપ્રિય આત્મા કોઇ કાળે પણ નાશ પામતો નથી. આત્મા પરમ પ્રેમનો આશ્રય હોવાથી તેની પરમાનંદરૂપતા સ્વીકારવી જોઇએ. જેમાં પ્રીતિનો

વધારો તેમાં સુખનો પણ વધારો હોય છે, એમ ચક્રવૃત્તિ રાજાના સંબંધમાં શ્રુતિમાં કહેલું છે.

---

## આત્માની પરમાનંદરૂપતા.

ચૈતન્યરૂપતાનીપેઠે આનંદરૂપતા પણ આત્માનો સ્વભાવ છે, તોપણ સર્વ બુદ્ધિવૃતિઓમાં ચૈતન્યની અનુવૃત્તિ જેમ થાય છે, તેમ આનંદ રૂપતાની થતી નથી. જેમ દીપમાં ઉષ્ણતા અને પ્રકાશ એ બે છે, પણ ઘરમાં પ્રકાશજ પ્રસરે છે, ઉષ્ણતા ફેલાતી નથી. તેમ ચૈતન્યનીજ અનુવૃત્તિ થાય છે, પણ આનંદની અનુવૃત્તિ સર્વ બુદ્ધિ વૃત્તિમાં થતી નથી. જેમ ગંધ, રૂપ, રસ અને સ્પર્શ એકજ વસ્તુમાં હોય છે, તોપણ એક ઇંદ્રિયથી જૂદો એકજ વિષય ગ્રહણ થાય છે, બીજો થતો નથી, તેમ આત્માના એકજ અંશની અનુવૃત્તિ થાય છે. જો એમ કહેવામાં આવે કે

ચૈતન્ય અને આનંદ ભિન્ન નથી, અને ગંધાદિ વિષય જૂદા જૂદા છે, તો જો એ અભેદ સાક્ષિમાં હોય તો, પુષ્પોમાં ગંધાદિનો અભેદ છે અને ઇંદ્રિઓને લીધે ગંધાદિનો ભેદ હોય તો વૃત્તિના ભેદથી ચૈતન્ય અને આનંદનો પણ ભેદ છે. સત્વગુણવૃત્તિ નિર્મળ હોવાથી તેમાં ચૈતન્ય અને આનંદનું ઐકય હોય છે. પણ રજોગુણવૃત્તિના મલિનપણાથી તેમાં આનંદનો અંશ ઢંકાયલો રહે છે. આમલી ઘણી ખાટી હોય છે પણ તેમાં મીઠું મેળવવામાં આવે તો તેની ખટાશ ઓછી થાય છે, તેમ રજોવૃત્તિમાં આનંદનો અંશ ઢંકાઈ જાય છે.

---

## યોગ અને વિવેકની સમાનતા.

આત્માના પ્રિયતમપણાને લીધે તેની પરમાનંદતા જાણી શકાય છે, તોપણ યોગવિના કંઈ

ફળ થાય એમ નથી, એમ કહેવામાં આવે તો તેનો ખુલાસો એ છે, કે જે ફળ યોગથી થાય છે, તેજ વિવેકથી થાય છે. જ્ઞાનની સિદ્ધિ માટે યોગ કહેલો છે. પણ વિવેકથી પણ જ્ઞાન થાય છે. જે મોક્ષરૂપ સ્થાન વિવેકથી પ્રાપ્ત થાય છે તેજ યોગથી પણ મળે છે, એમ ગીતામાં કહેલું છે, તેથી યોગીઓને અને વિવેકીઓને ફળ એક સરખુંજ છે. તોપણ કોઇને યોગ અસાધ્ય છે, અને કોઇને જ્ઞાનનો નિશ્ચય કરવો કઠીણ છે. એ કારણથી સાંખ્ય એટલે તત્વવિચાર અથવા વિવેક અને યોગ એ બે માર્ગો શાસ્ત્રકારોએ બતાવેલા છે. યોગમાં કંઇ વિશેષ નથી. બન્નેનું ફળ જે જ્ઞાન તે સમાન છે. રાગદ્વેશનો અભાવ યોગી અને વિવેકીમાં સરખોજ છે. આત્મા અતિ પ્રિય છે એમ જાણનારા વિવેકીને વિષયોમાં પ્રીતિ હોય નહિ, તેમજ પ્રતિકૂળતા નહિ જોનારા વિવેકીને

રાગદ્વેશ શાના હોય? દેહાદિ પ્રતિકૂળ પદાર્થોમાં તો બન્નેને સમાન દ્વેશ હોય છે. જો દ્વેશ કરનારને યોગી ગણવામાં ન આવે તો અવિવેકીને પણ તેવોજ ગણવો. જો એમ કહેવામાં આવે કે વ્યવહાર દશામાં દ્વૈતની પ્રતીતિ બન્નેને સમાન છે, પણ સમાધિમાં યોગીને દ્વૈતની પ્રતીતિ નથી, તો વિવેકીને પણ દ્વૈતની પ્રતીતિ નથી. એ દ્વૈતની અપ્રતીતિનું વિવેચન અદ્વૈતાનંદ નામના અધ્યા-યમાં કરવામાં આવશે. જે પુરૂષને આત્માનો સાક્ષાત્કાર થયો હોય અને જેને દ્વૈત એટલે જગતની અપ્રતીતિ હોય તેજ જ્ઞાની યોગી છે. મંદાધિકારીઓના હિત માટે આત્માનંદનું વિવેચન આ પ્રકરણમાં કરવામાં આવ્યું છે.

---

# પ્રકરણ ૧૩ મું.



## અદ્વૈતાનંદ.

## બ્રહ્મમાં વિવર્ત જગતની બ્રહ્મથી અભિન્નતા.



આગલા પ્રકરણોમાં જે યોગાનંદ અને આત્માનંદ કહ્યા છે, તે બન્ને એકજ છે, એમ જાણવું. આત્માનંદને બ્રહ્મરૂપ કેમ છે તે હવે કહેવામાં આવે છે. તૈતિરીય ઉપનિષદમાં કહ્યું છે કે આકાશાદિથી પોતાના દેહ પર્યંત જગત આત્માનંદથી ભિન્ન નથી, તેથી આત્માનંદ અદ્વિતીય બ્રહ્મરૂપ છે.

વળી શ્રુતિ કહે છે કે આનંદથીજ જગતની ઉત્પત્તિ છે, તેમાંજ તેની સ્થિતિ છે અને તેમાંજ લય છે, તેથી એવા આનંદથી જગત ભિન્ન કેમ હોય ? કુંભારથી ઉત્પન્ન થયલો ઘડો કુંભારથી

ભિન્ન છે, એવી શંકા કરવી નહિ. માટી એ ઘડાનું ઉપાદાન કારણ છે અને કુંભાર નિમિત્ત કારણ છે. તે પ્રમાણે આત્માનંદ જગતનું ઉપાદાન કારણ છે, પણ કુંભારની પેઠે નિમિત્ત કારણ નથી. જેની સ્થિતિ અને લય જેમાં થાય તે તેનું ઉપાદાન કારણ કહેવાય. ઘડાની સ્થિતિ અને લય કુંભારમાં નહિ પણ માટીમાં જોવામાં આવે છે.

એ ઉપાદાન કારણના ત્રણ પ્રકાર છે, વિવર્ત્તિ, પરિણામી અને આરંભક. તેનાાં છેલ્લાં બેનો નિરવયવમાં અવકાશ નથી. આરંભવાદિઓ કહે છે કે એક વસ્તુમાંથી બીજીની ઉત્પત્તિ થાય છે, જેમકે સુતરના તારમાંથી કપડું થાય છે અને તાર તથા કપડું ભિન્ન વસ્તુ છે. એક વસ્તુને અન્ય અવસ્થાની પ્રાપ્તિ થાય તે પરિણામ કહેવાય છે, જેમકે દુધનું દહીં, માટીનો ઘડો અને સુવર્ણના કુંડળ થાય છે. એક વસ્તુમાં અન્ય

અવસ્થાનો આભાસ કે ભ્રાંતિ થાય તે વિવર્ત કહેવાય છે, જેમકે દોરડીમાં સર્પની ભ્રાંતિ થાય છે. એ વિવર્ત નિરવયવમાં પણ થાય છે, જેમકે આકાશને ગોળ તળીયું છે અને તેનો રંગ શ્યામ છે, એવી કલ્પના કરવામાં આવે છે. એમ હોવાથી નિરવયવ આત્માનંદમાં જગત કલ્પિત છે એમ માનવું જોઇએ. જાદુગરની શક્તિની પેઠે માયા શક્તિ સર્વ કલ્પના કરવાવાળી છે.

---

## માયાશક્તિની અનિર્વચનીયતા.

શક્તિમાનથી તેની શક્તિ ભિન્ન નથી, તેમ અભિન્ન પણ નથી, કેમકે તેનો પ્રતિબંધ થાય છે એમ જોવામાં આવે છે. જો શક્તિનો અભાવ હોય તો પ્રતિબંધ થઈ શકે નહિ. શક્તિનું અનુમાન તેના કાર્ય ઉપરથી થાય છે અને કાર્યના અભાવ ઉપરથી પ્રતિબંધનનું અનુમાન થાય છે,

જેમકે અગ્નિ સળગતો હોય તોપણ તેની દાહકતા શક્તિથી દાહ થાય નહિ, તો મંત્રાદિથી તેનો પ્રતિબંધ થયો છે, એમ અનુમાન કરવું જોઇએ.

બ્રહ્મની શક્તિ તે માયા છે. તે પોતાના કાર્યોથી આવૃત્ત છે, એમ મુનિઓ જાણતા હતા. એ બ્રહ્મની માયાશક્તિ ક્રિયા, જ્ઞાન અને ઇચ્છારૂપ વિવિધ પ્રકારની છે એમ વેદ કહે છે, અને વસિષ્ટ મુનિએ પણ કહેલું છે, કે પરબ્રહ્મ સર્વશક્તિમાન, નિત્ય, પૂર્ણ અને અદ્વિતીય છે. યોગવાસિષ્ટમાં વસિષ્ટ મુનિએ શ્રીરામચંદ્રજીને કહ્યું છે, કે એ બ્રહ્મ જ્યારે જે શક્તિથી વિકાસ પામે છે, ત્યારે તે શક્તિ પ્રકટ થાય છે. બ્રહ્મની ચિચ્છક્તિ એટલે ચેતનતા મનુષ્ય આદિના શરીરોમાં સ્પષ્ટ દેખાય છે. સ્પંદ શક્તિ એટલે ચલનશક્તિ વાયુમાં, દઢતાશક્તિ પાષાણમાં, દ્રવતારૂપશક્તિ જળમાં, દાહશક્તિ અગ્નિમાં, શૂન્યશક્તિ આકાશમાં અને નાશશક્તિ

વિનાશી પદાર્થમાં પ્રતીત થાય છે. જેમ ઇંડામાં મ્હોટો સર્પ રહેલો છે, તેમ આત્મામાં જગત રહેલું છે. જેમ ઝાડના બીજમાં ફળ, પાતરાં, વેલા, પુષ્પ, ડાળાં, ડાળી અને મૂળવાળું ઝાડ રહેલું હોય છે, તેમ બ્રહ્મમાં જગત રહેલું છે.

બ્રહ્મની એ સર્વ શક્તિઓ એકજ દેશમાં કે એકજ કાળમાં પ્રકટ થતી નથી, પણ પૃથ્વીમાં જેમ જૂદા જૂદા દેશમાં અને જૂદા જૂદા કાળમાં ભિન્ન ભિન્ન પ્રકારનું ધાન્ય પાકે છે, તેમ દેશકાળની ભિન્નતાથી ભિન્ન ભિન્ન શક્તિઓ જૂદા જૂદા દેશમ જૂદા જૂદા કાળમાં પ્રકટ થાયછે. એ બ્રહ્મ તે આત્મા છે. તે સર્વવ્યાપક, સદા પ્રકાશમાન અને મહાસ્વરૂપવાળો એટલે પરિચ્છેદ રહિત છે. તે આત્મા જ્યારે માયાના પરિણામરૂપ હું અને તું એમ જાણવાની મનની શક્તિ ધારણ કરે છે, ત્યારે તે મન કહેવાય છે. પ્રથમ મન

થાય છે, પછી બંધ અને મોક્ષની દૃષ્ટી થાય છે. ત્યાર પછી જગતની કલ્પના થાય છે. એ જગતની સ્થિતિ મિથ્યા છતાં તે બાળકોને તેમની ધાવે કહેલી જોડી કહાડેલી વારતાની પેઠે સત્ય મનાય છે. એ વારતા આ પ્રમાણે છે. એક સારા ગ્રહસ્થના બાળકને રમાડવા માટે તેની ધાવે તેને એક સુંદર વારતા કહી હતી, કે એક શેહેરમાં ત્રણ સુશીલ રાજાના કુંવરો હતા. તેમાનાં બે તો જન્મ્યાજ નથી અને એક તો ગર્ભમાં પણ આવ્યો નથી, પણ તે ધાર્મિક કુંવરો એક અત્યંત મિથ્યા એવા નગરમાં રહે છે. તે શુદ્ધ અંતઃકરણવાળા રાજપુત્રો એક દિવસે પોતાના શૂન્ય નગરમાંથી બહાર ફરવાને નીકળ્યા. ત્યારે માર્ગમાં તેમણે ફળથી લચી રહેલાં વૃક્ષો આકાશમાં જોયાં. તેઓ પછી ભવિષ્ય નગરમાં રહ્યા અને હાલ પણ ત્યાંજ સુખથી રહે છે, અને મૃગયા રમીને પોતાનો

વખત કહાડે છે. એ રમુજી પણ અસંભવિત મિથ્યા વારતા સાંભળી વિચારશક્તિ રહિત તે બાળક હોવાથી તેણે તે વારતા સત્ય માની. એજ પ્રમાણે આ સંસારરચના પણ મિથ્યા છે, છતાં તે બાળકને કહેલી વારતાની પેઠે વિચાર વિનાના અજ્ઞાન મનુષ્યોએ સત્ય માની છે. એ પ્રમાણે વસિષ્ટમુનિએ યોગવાસિષ્ટમાં શ્રીરામચંદ્રજીને ઉપાખ્યાનોથી માયાશક્તિનું નિરૂપણ વિસ્તારથી સમજાવ્યું છે, તેજ નિરૂપણ અત્રે કરવામાં આવે છે.

એ માયાશક્તિ પોતાના કાર્ય જગતથી તથા આશ્રય બ્રહ્મથી વિલક્ષણ છે. જેમ અગ્નિની શક્તિનું અનુમાન અંગારા તથા તે ઉપર મુકેલી જુવારની ધાણી ફુટવા ઉપરથી કરાય છે, તેમ માયા શક્તિનું અનુમાન પણ તેના કાર્ય ઉપરથી થાય છે. પોહોળા અને ગોળ પેટ જેવા આકારવાળો ઘડો મૃત્તિકાનું કાર્ય છે. તે પોતાનો આશ્રય જે

મૃતિકા શબ્દાદિ પાંચ ગુણવાળી છે, તેનાથી વિલક્ષણ છે, પણ શકિત તેવી નથી. તેમાં પહોળાઈ આદિ નથી અને શબ્દાદિ પણ નથી. તે જેવી છે તેવી અને તેથી તે અચિંત્ય અને અનિર્વચનીય છે. મ્રતિકાની શકિત ઘટરૂપ કાર્યની ઉત્પત્તિ પેહેલાં મ્રતિકામાં અતિ ગૂઢ રહે છે. તે પછી કુંભાર આદિની સહાયતાથી ઘટરૂપ કાર્યના આકારને પ્રાપ્ત થાય છે. એ કારણથી એ શકિત પ્રતીત થતી નથી પણ અનુમાનથી જણાય છે.

---

## શકિતના કાર્યની અનિર્વચનીયતા.

સ્પર્શાદિ ગુણવાળી મૃતિકાને પહોળાઇ તથા ગોળાઇવાળા વિકાર સાથે એક કર્યાથી જે કાર્ય થાય છે તેને વિચારહિન મનુષ્યો ઘડો કહે છે. કુંભારની ક્રિયા પહેલાં માટીનો જે અંશ છે તે ઘડો નથી, પણ પછી તેને પહોળો અને ગોળ

આકાર આપવામાં આવે છે ત્યારે તે ઘડો થાય છે. ઘડો માટીથી ભિન્ન નથી, કેમકે તે માટીથી જૂદો જોવામાં આવતો નથી. તેમ તે માટીથી અભિન્ન પણ નથી, કેમકે ઘાટ ઘડાયા પહેલાં પિંડ દશામાં તે દેખાતો નથી. એ કારણથી ઘડો શક્તિ જન્ય કાર્ય છે અને શક્તિની પેઠે અનિર્વચનીય છે, એમ કહેવું જોઇએ. અપ્રકટ દશામાં શક્તિ કહેવાય છે અને પ્રકટ દશામાં ઘટ નામ પડે છે.

જાદુગર પોતાનો પ્રયોગ શરૂ કરે તે પહેલાં માયા શકિત અપ્રકટ હોય છે, પણ પ્રયોગ કર્યા પછી તે ગંધર્વસેના આદિરૂપે પ્રકટ થાય છે. એ પ્રમાણે વિકાર એટલે કાર્ય તે મિથ્યા છે અને આધાર અથવા કારણ માટી તે સત્ય છે. એ સંબંધમાં શ્રુતિવચન પણ છે કે, વાણીથી બોલાતું નામજ વિકાર છે, તે સત્ય નથી, પણ સ્પર્શાદિ ગુણવાળી કેવળ મૃતિકાજ સત્ય છે.

પ્રકટ ઘટાદિ કાર્ય, અપ્રકટ શકિત અને તે બન્નેના આધારભૂત મૃતિકા એ ત્રણ પદાર્થો છે. તેમાં પ્રથમના બેની ઉત્પત્તિ એક પછી એક થાય છે અને ત્રીજી જે આધારરૂપ માટી તે તો એ બન્નેમાં રહે છે. પ્રકટ કાર્ય અસત્ય છતાં ભાસે છે, તોપણ તે ઉત્પત્તિ અને નાશવાળું છે. તેની ઉત્પત્તિ થયા પછી મનુષ્યો વાણીથી તેનાં નામ પાડે છે. કાર્યરૂપ ઘડો નાશ થાય, તોપણ તેનું નામ મનુષ્યો બોલ્યા કરે છે. તે નામથીજ ઓળખાય છે, તેથી તે નામરૂપજ છે. માટીનું કાર્ય ઘડો મિથ્યા, નાશવાન અને વાણીથી માત્ર બોલાતું શબ્દરૂપ હોવાથી જરા પણ સત્ય નથી. એનું કારણ મૃતિકાજ સત્ય છે. ઘડાનો ઘાટ થયા પૂર્વે, ઘાટ થયા પછી અને ઘટાનો નાશ થયા પછી પણ વાસ્તવ એક સરખા સ્વરૂપવાળી અવિનાશી સત્ય જે વસ્તુ તે માટીજ છે.

વ્યક્ત, ઘટ, અને વિકાર એ નામોથી ઓળખાતો પદાર્થ મિથ્યા હોય તો મૃતિકાનો બોધ થયા પછી તે કેમ નિવૃત થતો નથી? એમ પુછવામાં આવે તો તેનો ઉત્તર એ છે કે તેમાંની સત્યતા બુદ્ધિ જતી રહી છે, તેથી તે નિવૃત્તજ છે. સત્યતા બુદ્ધિની નિવૃત્તિ થાય છે, પણ કાર્યના સ્વરૂપની અપ્રતીતિ થતી નથી. જળાશયના તટ ઉપર ઉભેલા માણસનું પ્રતિબિંબ જળમાં ઉંધું પડેલું જણાય છે, તોપણ તટ ઉપર ઉભેલા માણસની પેઠે તે પ્રતિબિંબને કોઇ પણ સત્ય માનતું નથી. એ પ્રમાણે આરોપિત જગતના મિથ્યાપણાના જ્ઞાનથી અદ્વૈતવાદીઓ પુરૂષાર્થ એટલે મોક્ષની સિદ્ધિ માને છે. મૃતિકાના ઘડામાં પોતાના સ્વરૂપનો ત્યાગ કર્યા વિના મૃતિકા ઘટરૂપે પ્રતિત થાય છે, તેથી ઘટમાં વિવર્તપણું છે. પરિણામી-પણું નથી. પરિણામ થવામાં ઉપાદાન કારણના

પૂર્વરૂપનો ત્યાગ થવો જોઇએ, જેમકે દુધનું દહીં થાય છે; પણ ઘડાનું ઉપાદાન કારણુ માટી અને કુંડળનું ઉપાદાન કારણુ સુવર્ણ છે. તેમના સ્વરૂપનો ત્યાગ થતો નથી, તેથી તે પરિણામી કારણુ નથી. ઘડો ભાંગી જાય છે ત્યારે તેના ઠીકરાં જોવામાં આવે છે, તોપણુ તેનો ભૂકો થાય ત્યારે માટીનું અને સુવર્ણનું રૂપ ઘણું સ્પષ્ટ દેખાય છે. દુધનું દહીં થાય છે, તેમાં તો પરિણામ છે, કેમકે તેમાં દુધના સ્વરૂપનો ત્યાગ થાય છે, પણુ એટલાથી માટી અને સુવર્ણની અવસ્થામાં ફેરફાર થવાથી તે વિવર્તના દૃષ્ટાંત છે. તેમાં કંઇ હાની પહોંચતી નથી.

જેમ મૃતિકા અને સુવર્ણમાં પરિણામીપણું નથી, તેમ તેમાં આરંભકતા પણુ નથી. આરંભવાદિઓ કાર્યના રૂપાદિ ગુણોને ભિન્ન ભિન્ન માને છે, તેથી ઘટાદિ કાર્યમાં કારણ અને કાર્યના

ભિન્ન ભિન્ન ગુણુ આવવાથી દ્વિગુણુતા થાય. પણુ તેમ જોવામાં આવતું નથી, તેથી આરંભતા માની શકાય નહિ. વિવર્તના દૃષ્ટાંતમાં મૃતિકા, સુવર્ણ અને લોઢું એ ત્રણુ ઉદ્દાલક ઋષિએ કહ્યાં છે. એ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે, સર્વ વસ્તુમાં કારણુજ સત્ય છે અને કાર્ય મિથ્યા છે, એવું અનુસંધાન કરવું.

---

## કારણુના જ્ઞાનથી કાર્યસમૂહનું જ્ઞાન.

કારણુના જ્ઞાનથી કાર્યનું જ્ઞાન થાય છે, એમ પણુ ઉદ્દાલક મુનિએ કહેલું છે. સત્યના જ્ઞાનથી અસત્યનું જ્ઞાન કેમ થાય? એમ પૂછવામાં આવે તો તેનો ઉત્તર એ છે, કે મૃતિકા સહિત ઘટાદિ વિકારની કાર્યતા લોક દૃષ્ટિથી જણાય છે, તોપણુ તેમાં સત્યાંશ તો મૃતિકાજ છે, અને તેનો બોધ કારણુના બોધથી થાય છે. અસત્યાંશનો બોધ કંઇ ઉપયોગી

નથી, તેથી તે જાણવા યોગ્ય નથી. તત્વજ્ઞાન પુરૂષાર્થ ગણાય છે, પણ અસત્યાંશનું જ્ઞાન તેવું ગણાતું નથી, ત્યારે તો કારણના જ્ઞાનથી કાર્યનું જ્ઞાન થાય છે એમ કહેવાથી માટીના જ્ઞાનથી માટી જાણી એમ કહેવા જેવું થયું, એમાં આશ્ચર્ય શું છે? એવી શંકા થાય તો તેનો ખુલાસો એ છે કે કાર્યોમાં જે સત્યાંશ છે તે કારણ રૂપજ છે, એમ જાણનારને તેમાં કંઇ આશ્ચર્ય ન લાગે એ વાત ખરી, પણ અજ્ઞાનીને આશ્ચર્ય લાગેજ, તેનું નિવારણ કોણ કરી શકે? એક કારણના જ્ઞાનથી સર્વ કાર્યનું જ્ઞાન થઇ જાય છે, એમ સાંભળી આરંભવાદી, પરિણામવાદી અને લોક વ્યવહાર જાણનાર લૌકિક આશ્ચર્યજ પામે, કેમકે તેમના મત પ્રમાણે કારણથી કાર્ય ભિન્ન છે.

અદ્વૈત જ્ઞાનમાં પ્રવૃત્તિ કરાવવા માટેજ ઉપર પ્રમાણે એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય છે. એવો

બોધ શ્રુતિમાં કર્યો છે. તેમાં નાનાપણું કહેવાની ઇચ્છા નથી. જેમ એક મૃતિકાના પિંડના જ્ઞાનથી સર્વ મૃતિકાના વિકારરૂપ કાર્ય જણાય છે, તેમ એક બ્રહ્મના જ્ઞાનથી સંપૂર્ણ જગતનું જ્ઞાન થાય છે, એમ સમજવું.

---

## બ્રહ્મ અને જગતનું સ્વરૂપ.

બ્રહ્મ સત, ચિત અને આનંદરૂપ છે, અને જગત નામરૂપાત્મક છે. તાપનિય ઉપનિષદમાં કહેલું છે કે, સત, ચિત આનંદ રૂપ બ્રહ્મ છે. ઉદ્દાલક મુનિ બ્રહ્મને સદ્રૂપ કહે છે. ઋગ્વેદ કહે છે કે બ્રહ્મ પ્રજ્ઞાનરૂપ છે, અને સનત્કુમાર ઋષિ કહે છે કે તે આનંદરૂપ છે. બીજે સ્થળે પણ એવુંજ વર્ણન કરેલું છે. ઇશ્વર સર્વ આકારનો વિચાર કરી નામો રચે છે. હું નામ અને રૂપ કર કરૂં છઉં, એવું શ્રુતિનું વચન છે. સૃષ્ટિ

પેહેલાં જગત અપ્રકટ હતું, તે સૃષ્ટિ પછી એ પ્રકારે પ્રકટ થાય છે. જે અચિંત્ય શકિત બ્રહ્મમાં છે, તેજ માયા છે, અને ત્યાં તેનું નામ અવ્યાકૃત છે. નિર્વિકારી બ્રહ્મમાં રહેલી માયા અનેક પ્રકારના વિકાર પામે છે. એ માયા તે પ્રકૃતિ એટલે જગતનું ઉપાદાન કારણ છે અને માયાનો નિયામક તે મહેશ્વર છે એમ જાણવું.

માયાની ઉપાધિવાળા બ્રહ્મનો પ્રથમ વિકાર તે આકાશ છે. આકાશ છે, ભાસે છે અને પ્રિય છે, એમ બોલાય છે. આકાશનું પોતાનું રૂપ અવકાશ છે, તે મિથ્યા છે, પણ અસ્તિ એટલે છે, ભાતિ એટલે ભાસે છે, અને પ્રિય એ ત્રણ રૂપ માયોપાધિક બ્રહ્મના છે તે સત્ય છે. આકાશ મિથ્યા છે તેનું કારણ એ છે કે તે ઉત્પત્તિ પહેલાં અને નાશ પછી રહેતું નથી. જે આદિમાં નથી, અંતમાં નથી, તે વર્તમાનમાં પણ નથીજ. શ્રીકૃષ્ણે પણ અર્જુન

પ્રત્યે કહ્યું છે કે ભૂત માત્ર આદિમાં અવ્યકત છે, મધ્યમાં વ્યકત છે અને અંતમાં અવ્યકત છે.

જેમ મૃતિકાની અનુવૃત્તિ તેના કાર્ય ઘટાદિમાં સર્વદા હોય છે, તેમ સત, ચિત અને આનંદ એ ત્રણની અનુવૃત્તિ સર્વદા આકાશમાં હોય છે, અને આકાશ રહિત નિજાત્મામાં એટલે સ્વસ્વરૂપમાં તેનો અનુભવ થાય છે. આકાશ મિથ્યા છે એમ જાણ્યા પછી જે કંઇ ભાસતું હોય તો તે શુન્યજ છે. આકાશના અભાવથી જે પ્રતિત થાય છે તે સદ્રૂપ છે અને ઉદાસીનપણાથી તે સુખરૂપ છે. જે અનુકૂળતા અને પ્રતિકૂળતા રહિત છે, તે નિજાનંદ એટલે સ્વસ્વરૂપનું સુખ છે. અનુકૂળતાથી હર્ષ થાય છે, પ્રતિકૂળતાથી દુઃખ થાય છે અને એ બન્નેનો અભાવ હોય તો નિજાનંદ થાય છે, પણ નિજ દુઃખ તો કેદી હોતું નથી.

નિજાનંદ નિત્ય હોય છે, પણ હર્ષ અને શોક ક્ષણિક છે. મનના ક્ષણિકપણાથી હર્ષ અને

શોક જે મનની વૃત્તિઓ છે, તે પણ ક્ષણિક છે, એમ માનવું જોઇએ. એ પ્રમાણે આકાશમાં પણ આનંદ છે. આકાશ છે અને આકાશ પ્રતિત થાય છે એવો તો વ્યવહારજ થાય છે, તેથી આકાશમાં સત, ચિત આનંદની અનુવૃત્તિ સર્વદા થાય છે. એ પ્રમાણે વાયુ આદિથી દેહ પર્યંત સર્વ વસ્તુમાં સમજી લેવું.

ગતિ અને સ્પર્શ એ વાયુના ગુણ અથવા ધર્મ છે, અગ્નિના દાહ અને પ્રકાશ, જળની દ્રવતા અને પૃથ્વિની કઠિનતા ધર્મ છે, એવો નિર્ણય છે. એજ પ્રમાણે વનસ્પતિ, અન્ન અને શરીરોમાં અને સર્વ પદાર્થોમાં તેમને યથાયોગ્ય અસાધારણ ધર્મો છે એમ મનથી વિચારવું. નામ અને રૂપના અનેક ભેદ છે, પણ તેમાં સચ્ચિદાનંદ એકજ પ્રકારે સમાન ભાવે રહે છે. તેમાં કોઇનો પણ વિવાદ નથી.

---

# જગતની ઉપેક્ષા.

નામ અને રૂપ એ બે ઉત્પત્તિ નાશવાળાં મિથ્યા છે. સમુદ્રમાં જેમ પરપોટા આદિ છે તેમ બ્રહ્મમાં તે કલ્પિત છે, એમ બુદ્ધિથી જાણવું. એમ કર્યાથી સત્ ચિત્ અને આનંદરૂપ પૂર્ણ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે, અને નામ રૂપાત્મક જગતનો ધીરે ધીરે અનાદર થાય છે. જગતની જેટલી જેટલી અવજ્ઞા થાય તેટલું તેટલું બ્રહ્મદર્શન વિશેષ થાય છે; અને જેમ જેમ બ્રહ્મ સાક્ષાત્કાર વધારે થાય તેમ તેમ નામ રૂપ જગતનો ત્યાગ થતો જાય છે. એ પ્રમાણે જગતના અનાદર અને બ્રહ્મસાક્ષાત્કારના અભ્યાસથી બ્રહ્મજ્ઞાન દૃઢ થાય છે. પછી તે પુરૂષની શારીરિક સ્થિતિ ગમે તેવી હોય તોપણ તેને જીવન મુક્તિનું સુખ મળે છે. બ્રહ્મનું ચિંતન, તેનું કથન, તેનો પરસ્પર બોધ, અને બ્રહ્મમાંજ

એકાગ્રતા એ સર્વને વિદ્વાનો બ્રહ્માભ્યાસ કહે છે. બ્રહ્માભ્યાસ દીર્ઘકાળ પર્યંત આદરપૂર્વક નિરંતર કરવામાં આવે તો અનેક કાળની વાસના સર્વથા નિવૃત થાય છે.

---

## અનેક આકારવાળા જગતમાં બ્રહ્મશકિતની કારણુતા અને જગતનું મિથ્યાપણું.

મૃતિકાની શકિતપેઠે અથવા જીવની નિદ્રા અને સ્વપ્નનીપેઠે બ્રહ્મની શક્તિ જે માયા તે અનેક મિથ્યા કાર્યને સૃજે છે. જેમ નિદ્રાની શકિત જીવને વિષે દુર્ઘટ સ્વપ્ન ઉપજાવે છે, તેમ બ્રહ્મમાં રહેલી માયાશકિત ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવાવાળી છે. સ્વપ્નમાં પુરૂષ પોતાની આકાશમાં ગતિ જુવે છે, પોતાનો શીરછેદ જુએ છે, એક મુહૂર્તમાં વર્ષના વર્ષ વહી ગયાં જણાય છે, અને મરેલાં પુત્રાદિકને પણ જુએ

છે. આ યોગ્ય છે અને આ યોગ્ય નથી એવી વ્યવસ્થા સ્વપ્નમાં થઇ શકતી નથી, તેથી જે જે પદાર્થ જે જે પ્રકારે જણાય છે તે તે પદાર્થ તે તે પ્રકારે યોગ્યજ છે. એવો મહિમા જ્યારે નિદ્રા શક્તિનો જોવામાં આવે છે, ત્યારે માયા શક્તિનો જગત રચનારૂપ અચિંત્ય મહિમા હોય એમાં આશ્ચર્ય શું? ઉંઘતા પુરૂષમાં નિદ્રા જેમ ઘણા પ્રકારના સ્વપ્નને સૃજે છે, તેમ નિર્વિકાર બ્રહ્મમાં એ માયા શક્તિ અનેક વિકારોની કલ્પના કરે છે. આકાશ, વાયુ, તેજ, જળ, પૃથ્વી, બ્રહ્માંડ, લોક, પ્રાણી, અને પાષાણાદિ સ્થાવર એ સર્વ માયાના વિકારો છે. પ્રાણીઓની બુદ્ધિમાં ચૈતન્યનું પ્રતિબિંબ પડે છે તેથી ચેતન પદાર્થ થાય છે અને જેમાં એવું પ્રતિબિંબ પડતું નથી તે જડ પદાર્થો છે.

એ ચેતન અને જડ સર્વ પદાર્થોમાં સત

ચિત અને આનંદરૂપ બ્રહ્મ સમાનપણે રહેલો છે. જે ભેદ જણાય છે તે નામ અને રૂપનો છે. જેમ પટમાં ચિત્ર ચીતરેલું હોય છે, તેમ બ્રહ્મમાં નામ અને રૂપ રહેલાં છે. એ નામ અને રૂપની ઉપેક્ષા કર્યાથી હું સચ્ચિદાનંદરૂપ છું એવી બુદ્ધિ થાય છે. જળના તટ ઉપર ઉભેલો મનુષ્ય પોતાની છાયા જળમાં ઉંધી જુએ છે, તોપણ તેની તે ઉપેક્ષા કરે છે, અને તટ ઉપર રહેલા પોતાના દેહમાંજ મમતા કરે છે. મનુષ્યોના મનમાં હજારો મનોરાજ્ય થાય છે, તોપણ સર્વ તેમની સદા ઉપેક્ષા કરે છે. તેજ પ્રમાણે નામ રૂપની ઉપેક્ષા કરવી. મનોરાજ્ય ક્ષણે ક્ષણે જૂદા જૂદા પ્રકારના થાય છે. થઇ ગયલો તરંગ ફરી આવતો નથી. તેજ પ્રમાણે બહારનો વ્યવહાર જાણવો. યૌવનમાં બાળપણું પ્રાપ્ત થતું નથી, વૃદ્ધાવસ્થામાં યૌવન આવતું નથી, મરણ પામેલો

પિતા ફરી આવતો નથી, અને ગયલો દિવસ પાછો આવતો નથી. ક્ષણમાં નાશ પામનાર જગતમાં મનોરાજ્ય કરતાં શું વિશેષ છે ? એ માટે આ જગત ભાસે છે, છતાં તે સત્ય છે એવી બુદ્ધિનો ત્યાગ કરવો.

એ પ્રમાણે જગત રચનાની ઉપેક્ષા કર્યાથી બ્રહ્મચિંતનમાં બુદ્ધિ વિઘ્ન રહિત થાય છે, અને આ સંસાર કૃત્રિમ છે એમ નટનીપેઠે માની જ્ઞાની પોતાનો વ્યવહાર ચલાવે છે. જેમ ઉપરથી પાણી ઝપાટાબંધ વહી જાય છે તોપણ નિચેની મ્હોટી શિલા સ્થિર રહે છે, તેજ પ્રમાણે જ્ઞાની નામરૂપની ઉપેક્ષા કરે છે અને બહારનો વ્યવહાર કરે છે, તોપણ સાક્ષી આત્મા નિર્વિકારી રહે છે અને જ્ઞાનીને વિકારની અસર થતી નથી.

અવકાશ રહિત દર્પણમાં જેમ મ્હોટું આકાશ ભાસે છે, તેમ સચ્ચિદઘન બ્રહ્મમાં નાના

પ્રકારના જગતવાળું આકાશ જણાય છે. દર્પણ જોયા વિના તેમાનું પ્રતિબિંબ જણાતું નથી, તેમ સચ્ચિદાનંદને માન્યાવિના નામરૂપાત્મક જગતની પ્રતીતિ ક્યાંથી થાય? પ્રથમ જગતમાં સચ્ચિતાનંદરૂપ બુદ્ધિ કરવી અને તે દૃઢ થાય ત્યાર પછી નામ રૂપાત્મક જગતમાં બુદ્ધિ ધારણ કરવી નહિ. એ પ્રમાણે સિદ્ધ થાય છે કે બ્રહ્મ જગત રહિત છે, એટલે નામરૂપાત્મક જગત મિથ્યા છે, બ્રહ્મ સત્ય છે. તે સચ્ચિદાનંદરૂપ છે, અદ્વૈત છે અને આનંદરૂપ છે. તેમાં મુમુક્ષુઓએ દિર્ઘકાળ વિશ્રામ લેવો જોઇએ. આ પ્રકરણમાં કહ્યા પ્રમાણે જગતના મિથ્યાપણાનો વિચાર કર્યાથી અદ્વૈત આનંદ થાય છે.

---

# પ્રકરણ ૧૪ મું.



## વિદ્યાનંદ.



### વિદ્યાનંદનું સ્વરૂપ અને દુઃખની નિવૃત્તિ.

વિદ્યાનંદ એટલે બ્રહ્મજ્ઞાનથી ઉત્પન્ન થતું સુખ અથવા આનંદ. યોગથી, આત્માના વિવેકથી અને જગતના મિથ્યાપણાના ચિંતનથી બ્રહ્મનો સાક્ષાત્કાર કરનાર જ્ઞાનીને જે વિદ્યાનંદ પ્રાપ્ત થાય છે, તેનું નિરૂપણ આ પ્રકરણમાં કરવામાં આવે છે. વિષયાનંદનીપેઠે વિદ્યાનંદ બુદ્ધિની વૃત્તિરૂપ છે અને તે ચાર પ્રકારનો છે. દુઃખનો અભાવ, ઇચ્છાની પૂર્ણતા, કૃતકૃત્યતા, અને પ્રાપ્ત પ્રાપ્યતા એ ચાર પ્રકાર વિદ્યાનંદના છે.

આ લોકનું અને પરલોકનું એમ દુઃખ બે પ્રકારનાં છે. આ લોકના દુઃખની નિવૃત્તિ બ્રહદારણ્ય ઉપનિષદમાં કહેલી છે. તેમાં જણાવેલું છે કે પુરુષ જો એમ જાણે કે આત્મા તે હું છું, તો તે શાની ઇચ્છા કરે, અને કયા ભોક્તાના ભોગ માટે શરીરની પાછળ સંતાપ કરે? જીવાત્મા અને પરમાત્મા એમ આત્મા બે પ્રકારનો છે. ત્રણ દેહ સાથે ચૈતન્યનો તાદાત્મ્યાધ્યાસ એટલે એકતા થવાથી જીવભાવ અને ભોક્તાપણું આત્માને પ્રાપ્ત થાય છે. સચ્ચિદાનંદ પરમાત્માને નામ અને રૂપની સાથે તાદાત્મ્ય થવાથી ભોગ્યપણું એટલે જગતભાવ પ્રાપ્ત થયો છે. એ ભોક્તાપણું અને ભોગ્યપણું શરીર અને જગતના વિવેકથી નિવૃત્ત થાય છે. ભોક્તાને માટે ભોગ્ય પદાર્થની ઇચ્છા કરતો પુરુષ શરીર પછાડી સંતાપ કરે છે. એ સંતાપ એટલે જ્વર શરીરમાં છે, પણ આત્મામાં

નથી. ધાતુની વિષમતાથી થતા વ્યાધિઓ સ્થૂળ દેહના જ્વર છે. કામ ક્રોધાદિ મનના વિકારો સૂક્ષ્મ દેહના જ્વર છે, અને એ બંને શરીરમાં રહેલા જ્વરોનું બીજ જે સંસ્કાર તે કારણ દેહના જ્વર છે.

અદ્વૈતાનંદના પ્રકરણમાં કહેલી રીતે પરમાત્માને જાણ્યા પછી જ્ઞાની સર્વ ભોગ્ય પદાર્થને મિથ્યા માને છે. તેને કંઇપણ ઇચ્છા થતી નથી. આત્માનંદના પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે જીવાત્માનો નિશ્ચય કર્યાથી શરીરમાં કોઇપણ ભોક્તા રહેતો નથી એટલે જ્વર ક્યાં રહે ?

પુણ્ય અને પાપ વિષે ચિંતા થવી એ પારલૌકિક દુઃખ છે. જ્ઞાનીને ચિંતા દુઃખ દેતી નથી એમ આગળ કહેલું છે. જેમ કમળના પાંદડાને જળનો સ્પર્શ થતો નથી, તેમ જ્ઞાન થયા પછી જ્ઞાનીને આગામિ કર્મ નડતાં નથી. જેમ અગ્નિથી

ર એક ક્ષણમાં બળી જાય છે, તેમ જ્ઞાનથી જ્ઞાનીના સચિંત કર્મો બળી જાય છે. ગીતામાં કહેલું છે, કે જેમ સળગાવેલો અગ્નિ લાકડાને બાળીને ભસ્મ કરે છે, તેમ જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મોને બાળીને ભસ્મ કરી નાંખે છે. જેને કોઇ પણ પ્રકારનો અહંભાવ નથી, જેની બુદ્ધિ કોઇપણ પદાર્થમાં આસક્ત થતી નથી, તેવો જ્ઞાની આ લોકને હણે તો પણ પોતે હણાતો નથી, અને કર્મથી બંધનમાં પડતો નથી. માતા પિતાના વધથી, ચોરીથી, ગર્ભહત્યાથી કે એવાં બીજાં પાપોથી જ્ઞાનીની મુક્તિ નષ્ટ થતી નથી, અને તેના મુખની કાંતિ પણ જતી નથી.

---

## ઇચ્છાની પૂર્ણતા.

સર્વ કામનાની પ્રાપ્તિ થવાથી જ્ઞાની મુક્ત થયો છે, એવું શ્રુતિવચન છે, તેથી દુખના

અભાવનીપેઠે સર્વ ભોગની પ્રાપ્તિ પણ જ્ઞાનીને કહેલી છે. જ્ઞાની પુરૂષ, ખાય છે, પીએ છે, ક્રીડા કરે છે, સ્ત્રીઓની સાથે, વાહનોમાં બેસી, કે અન્યોની સાથે મોજ મારે છે, તોપણ તે શરીરનું સ્મરણ કરતો નથી, છતાં પ્રારબ્ધને લીધે તે જીવે છે. સર્વ ભોગો તે સાથેજ ભોગવે છે. બીજા-ઓનીપેઠે જન્મ અને કર્મથી તેને ભોગ પ્રાપ્ત થતા નથી, પણ ક્રમ વિના એકજ કાળે સર્વ ભોગોને સાથેજ પ્રાપ્ત કરે છે. યુવાન, રૂપવાન, વિદ્યાવાન, નિરોગી, સ્થિર બુદ્ધિવાળો, સૈન્યવાળા ધનથી પૂર્ણ, સર્વ પૃથ્વિનું પાલન કરવાવાળો, અને મનુષ્ય લોકના સર્વ ભોગોથી સંપન્ન, એવા ચક્રવર્તી રાજાને જેવો આનંદ પ્રાપ્ત થાય છે, તેવોજ આનંદ બ્રહ્મવેત્તાને હોય છે.

એ પ્રમાણે ચક્રવર્તી રાજા અને જ્ઞાનીને એક સરખો આનંદ છે. મનુષ્ય લોકના ભોગમાં

બન્નેને કામના હોતી નથી, તેથી તેમને સમાન તૃપ્તિ છે. રાજાને ઉપભોગથી ઇચ્છાનો અભાવ થાય છે, અને જ્ઞાની નિત્યાનિત્ય વસ્તુના વિવેકથી ઇચ્છારહિત હોય છે. વેદશાસ્ત્રોના જ્ઞાનથી જ્ઞાની ભોગના દોષો જાણે છે. બૃહદ્રથ રાજાએ દેહના દોષોનું, મનના દોષોનું, વિષય દોષોનું એ પ્રમાણે અનેક દોષોનું ગાથાઓમાં વર્ણન કરેલું છે. જેમ કુતરાંએ ઓકી કાઢેલા દુધપાકમાં કોઇને ઇચ્છા થતી નથી, તેમ જ્ઞાનીને કોઇપણ વિષયમાં ઇચ્છા થતી નથી.

ચક્રવર્તી રાજા અને જ્ઞાની એ બન્નેની નિ-ષ્કામતા સમાન છે, તોપણ સાધન પ્રાપ્ત કરવામાં રાજાને દુઃખ થાય છે અને પ્રાપ્ત કરેલાંના નાશનો ભય તેને રહે છે. પરંતુ જ્ઞાનીને એ એમાંનું એકે નથી. તેથી જ્ઞાની બીજાના કરતાં વધારે સુખી છે. રાજા ગંધર્વના આનંદની આશા રાખે છે પણ જ્ઞાનીને તે પણ નથી.

વર્તમાન કલ્પમાં જે મનુષ્ય યોનિમાં જન્મ્યો હોય અને પુણ્ય કર્મના વિશેષ પરિપાકથી બીજે જન્મે ગંધર્વ યોનિમાં જન્મે, તે મનુષ્ય ગંધર્વ કહેવાય છે; અને પૂર્વ કલ્પમાં કરેલા પુણ્યથી કલ્પના આદિમાંજ જો ગંધર્વપણું પ્રાપ્ત થાય તો તે દેવ ગંધર્વ કહેવાય છે.

ઉપરના લોકમાં લાંબા સમયથી રહેનારા અગ્નિષ્વાત્તાદિ પિતૃઓ છે. કલ્પના આદિમાં જેઓ દેવભાવને પામેલા છે તે આજાનદેવ કહેવાય છે. વર્તમાન કલ્પમાં અશ્વમેધાદિ કર્મ કરી જેઓ દેવભાવને પામે છે અને આજાન દેવો જેની પૂજા કરે છે તે કર્મદેવ છે. યમ અને અગ્નિ પ્રધાન દેવ છે. ઇંદ્ર અને બૃહસ્પતી પ્રસિદ્ધ દેવ છે. પ્રજાપતિ વિરાટ કહેવાય છે, બ્રહ્માને સુત્રાત્મા કહે છે. ચક્રવૃત્તિ રાજાથી સુત્રાત્મા એટલે હિરણ્યગર્ભ પર્યંતના સર્વે ઉત્તરોત્તર ઇચ્છા

કરનારા છે. વાણી અને મનને અગોચર એવો આત્માનંદ સર્વથી ઉત્તમ છે. ચક્રવર્તિ રાજા આદિ જેઓ કામ્ય સુખ ઇચ્છે છે, તે સર્વ સુખો વિષે જ્ઞાની નિસ્પૃહ હોય છે, તેથી તેને તે સર્વના આનંદ હોય છે. આ પ્રમાણે જ્ઞાનીને સર્વ કામનાની પ્રાપ્તિ અથવા ઇચ્છાની પૂર્ણતા છે. વળી જ્ઞાની પોતાના દેહનીપેઠે પરદેહમાં પણ સાક્ષી ચિદ્રુપે કરી ભોગોનો અનુભવ કરે છે. એ પ્રમાણે અજ્ઞાની પણ પરદેહમાં અનુભવ કરે, તોપણ પરદેહમાં બુદ્ધિનો સાક્ષી હું છું એવું જ્ઞાન તેને ન હોવાથી તેને તૃપ્તિ અથવા આનંદ થતો નથી. શ્રુતિનું વચન છે, કે જે બ્રહ્મને જાણે તેની સર્વ કામનાઓ પૂર્ણ થાય થાય છે. વળી સામવેદની શ્રુતિ પણ કહે છે કે હું સર્વ ભોગ્યરૂપ અને ભોક્તા રૂપ છું. એ પ્રમાણે જ્ઞાની પોતાની સર્વાત્મતા જાણે છે, તેથી તેને તૃપ્તિ અને આનંદ છે.

---

## કૃતકૃત્યતા અને પ્રાપ્તપ્રાપ્યતા.

એ પ્રમાણે દુઃખના અભાવ અને ઇચ્છાની પૂર્ણતાનું નિરૂપણ થયું. હવે કૃતકૃત્યતા અને પ્રાપ્ત પ્રાપ્યતાનું નિરૂપણ કરવું જોઇએ. પણ તે એનું વર્ણન તૃપ્તિદીપમાં સારી રીતે કહેલું છે. તે ત્યાં જોઇ લેવું. તે વિષે અત્રે ફરી વિવેચન કરવાની આવસ્યકતા નથી.

આ વિદ્યાનંદના પ્રકરણનો અભ્યાસ વિદ્યાનંદ ઉત્પન્ન થાય એટલે બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થાય ત્યાં સુધી કરવો જોઈએ.



# પ્રકરણ ૧૫ મું.



## વિષયાનંદ.

---

### વિષયાનંદની ઉપાધિભૂત વૃત્તિઓના વિભાગ.

આ પ્રકરણ સંબંધે કોઇને એવી શંકા થાય કે વિષયાનંદ એ લૌકિક વ્યવહારનો વિષય છે, તેનું વર્ણન મોક્ષમાર્ગમાં શા માટે જોઈએ? તેનું સમાધાન એ છે કે વિષયાનંદ પણ બ્રહ્માનંદનો એક અંશ છે, અને દ્વારપાળ એટલે સાધનરૂપ છે, એમ શ્રુતિમાં કહેલું છે, તેથી બ્રહ્મજ્ઞાનમાં તે ઉપયોગી છે, માટે તેનું નિરૂપણ કરવામાં આવે છે. એ શ્રુતિમાં એમ જણાવેલું છે કે જે અખંડ એકરસરૂપ છે, તે જીવનો પરમ આનંદ છે, અને અન્ય જીવો એનાજ અંશને ભોગવે છે.

શાંત, ઘોર, અને મૂઢ એવી ત્રણ વૃત્તિઓ મનની છે. વૈરાગ્ય, ક્ષાંતિ અને ઉદારતાદિ શાંત વૃત્તિઓ છે; તૃષ્ણા, સ્નેહ, રાગ, અને લોભાદિ ઘોર વૃત્તિઓ છે; અને સંમોહ, ભય ઇત્યાદિ મૂઢ વૃત્તિઓ કહેવાય છે. એ સર્વ વૃત્તિઓમાં બ્રહ્મની ચિદ્રુપતાનું પ્રતિબિંબ પડવાથી તેનું ભાન થાય છે, અને શાંત વૃત્તિઓમાં આનંદરૂપતાનું પણ પ્રતિબિંબ પડે છે, તેથી સુખનો અનુભવ થાય છે. શ્રુતિનું વચન છે કે બ્રહ્મ દેહ દેહ પ્રત્યે પ્રતિબિંબ રૂપ થયા છે. એ સંબંધમાં સૂત્રકાર વેદ વ્યાસજીએ સૂર્યનું દૃષ્ટાંત આપ્યું છે. બ્રહ્મ એકજ છે તોપણ તે પ્રત્યેક ભૂતમાં રહ્યા છે, અને જળમાં જેમ ચંદ્ર જણાય છે, તેમ તે અનેક રૂપે ભાસે છે. જેમ મલિન જળમાં ચંદ્રનું પ્રતિબિંબ ઝાંખું જણાય છે અને નિર્મળ જળમાં સ્પષ્ટ જણાય છે, તેમ બ્રહ્મ પણ વૃત્તિઓમાં બે પ્રકારે

જણાય છે. ઘોર અને મૂઢ વૃત્તિઓ મલિન હોવાથી તેમાં બ્રહ્મની આનંદરૂપતા તિરોહિત એટલે ગુપ્ત રીતે રહેલી છે, પણ તેમાં કિંચિત નિર્મળતા હોય છે, તેને લીધે તેમાં ચિદંશનું પ્રતિબિંબ પડે છે. અગ્નિના બે ધર્મ છે, ઉષ્ણતા અને પ્રકાશ. નિર્મળ જળમાં ઉષ્ણતા આવે છે, પણ પ્રકાશ આવતો નથી. તેમ ઘોર અને મૂઢ વૃત્તિઓમાં બ્રહ્મની ચિદ્રુપતાનુંજ પ્રતિબિંબ પડે છે. કાષ્ટમાં ઉષ્ણતા અને પ્રકાશ એ બન્ને ઉદ્ભવે છે. તેમ શાંત વૃત્તિઓમાં આનંદરૂપતા અને ચિદ્રુપતા એ બન્ને પ્રકટ થાય છે. વસ્તુસ્વભાવ ધ્યાનમાં લઇને એ પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવી છે તે બન્નેમાં સમાન છે. એમાં અનુભવજ પ્રમાણ છે.

ઘોર અને મૂઢ વૃત્તિઓમાં સુખનો અનુભવ થતો નથી. શાંત વૃત્તિઓમાં સુખનો અનુભવ

થાય છે અને કોઇ સમયે તેમાં અતિ સુખ જણાય છે. જ્યારે ગ્રહ, ક્ષેત્રાદિ વિષયમાં કામના થાય ત્યારે તે કામના રજોગુણથી ઉત્પન્ન થયલી હોવાથી અને તે ઘોર એટલે દુઃખ દેવાવાળી હોવાથી તેમાં સુખ થતું નથી. ઇચ્છા પૂર્ણ થશે કે નહિ એવી ચિંતાથી પ્રથમ દુઃખ થાય છે, અને ઇચ્છા પાર પડે નહિ તો તે દુઃખમાં વૃદ્ધિ થાય છે; ઇચ્છા પૂર્ણ થવામાં પ્રતિબંધ નડે તો ક્રોધ થાય છે અને પ્રતિકૂળતાની દ્વેષ થાય છે. દુઃખનું નિવારણ અશક્ય હોય તો ખેદ થાય છે. એ ખેદ તમો ગુણી છે. એ પ્રમાણે ક્રોધાદિવાળી સ્થિતિમાં મહાદુઃખ થાય છે. તેમાં સુખની શંકા પણ કરવાની નથી.

ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થવાથી હર્ષ થાય છે, તેજ શાંત વૃત્તિ છે. તેમાં મહા સુખ છે, પણ તેના ઉપભોગથી તે કરતાં વિશેષ સુખ થાય છે. ઇષ્ટ વસ્તુના લાભના પ્રસંગમાં થોડુંજ સુખ હોય છે,

પણ એ સર્વ કરતાં વિશેષ સુખ વૈરાગ્યમાં થાય છે. તેનું નિરૂપણ વિદ્યાનંદના પ્રકરણમાં કરવામાં આવ્યું છે. એ પ્રમાણે ક્ષાંતિથી ક્રોધનું નિવારણ થવાથી અને ઉદારતાથી લોભનું નિવારણ થવાથી જે જે સુખ થાય છે તે બ્રહ્મનુંજ પ્રતિબિંબ છે. અંતર્મુખ થયલી શાંત વૃત્તિઓમાં કંઈપણ પ્રતિબંધ ન હોવાથી બ્રહ્મના આનંદાંશનું પ્રતિબિંબ સારી રીતે પડે છે.

સત્તા, ચૈતન્ય અને આનંદ એ બ્રહ્મના ત્રણ સ્વભાવ છે. મૃતિકા, અને પાષાણ આદિમાં સત્તાજ પ્રકટ છે, પણ બીજા બે અંશ ગુપ્ત છે. બુદ્ધિની ઘોર અને મૂઢ વૃત્તિઓમાં સત્તા અને ચૈતન્ય એ બે સ્વભાવ પ્રકટ છે, અને શાંત વૃત્તિમાં સત્તા, ચૈતન્ય અને આનંદ એ ત્રણે પ્રકટ છે. એ પ્રમાણે મિશ્ર બ્રહ્મનું એટલે વૃત્તિની ઉપાધિ સહિત બ્રહ્મનું નિરૂપણ કરેલું છે.

## માયા સ્વરૂપ.

અમિશ્ર એટલે નિષ્પ્રપંચ બ્રહ્મ જ્ઞાન તથા યોગથી જાણી શકાય છે, એમ પૂર્વે કહેવામાં આવ્યું છે. યોગ એટલે ચિત્તની એકાગ્રતા, તેનો વિચાર યોગાનંદના પ્રકરણમાં અને જ્ઞાનનો વિચાર તે પછીના બે પ્રકરણમાં કરવામાં આવ્યો છે. અસત્તા, જડતા અને દુઃખ એ ત્રણ માયાનું સ્વરૂપ છે. મનુષ્યનાં શીગડાં આદિમાં અસત્તા છે, કાષ્ટ અને પાષાણમાં જડતા છે અને ઘોર તથા મૂઢ વૃત્તિઓમાં દુઃખ રહે છે. એ પ્રમાણે માયા પ્રસરેલી છે. શાંતાદિ બુદ્ધિવૃત્તિ સાથે એકતા થવાથી મિશ્ર બ્રહ્મ કહેવાય છે.

---

## બ્રહ્મધ્યાનનો પ્રકાર.

ઉપર પ્રમાણે બ્રહ્મ અને માયાનું સ્વરૂપ છે. જે પુરૂષ બ્રહ્મનું ધ્યાન કરવા ઇચ્છે તેણે મનુષ્ય

શંગ એટલે અસત્તાની ઉપેક્ષા કરવી અને બાકી રહેલાનું યથાયોગ્ય ધ્યાન કરવું. શિલા આદિમાં નામ અને રૂપનો એટલે જડતાનો ત્યાગ કરી માત્ર સત્તાનું ચિંતન કરવું; ઘોર અને મૂઢ વૃત્તિમાંથી દુઃખનો ત્યાગ કરી સત્તા અને ચૈતન્યનું ધ્યાન કરવું; અને શાંત વૃત્તિમાં સત્, ચિત અને આનંદ એ ત્રણેનું ચિંતન કરવું. એ ત્રણ પ્રકારના ધ્યાન ક્રમથી કનિષ્ટ, મધ્યમ અને ઉત્કૃષ્ટ છે. મંદ બુદ્ધિવાળા મનુષ્યે વ્યવહારમાં પણ મિશ્ર બ્રહ્મનું ધ્યાન કરવું એજ તેને માટે ઉત્તમ છે, એમ કહેવા માટે આ વિષયાનંદનું પ્રકરણ છે. ઉદાસીન અવસ્થામાં બુદ્ધિવૃતિ શિથિલ હોય છે, તેથી વાસનાનંદમાં જે ધ્યાન થાય છે તે સર્વથી ઉતમ છે. એ પ્રેમાણે ધ્યાનના ચાર પકાર છે.

---

## વૃતિ રહીત ધ્યાન તે બ્રહ્મવિદ્યા.

વાસનાનંદમાં જે ધ્યાન થાય તે ધ્યાન નહિ, પણ જ્ઞાન અને યોગથી થયલી તે ખરેખરી બ્રહ્મ વિદ્યાજ છે. ધ્યાનથી ચિત્તની એકાગ્રતા થાય છે અને ચિત્તમાં જ્ઞાન સ્થિર થાય છે. જ્ઞાનમાં સત્ ચિત અને આનંદ અખંડ એકરસરૂપતાને પ્રાપ્ત થઇ, ભેદક ઉપાધિનો ત્યાગ થવાથી અભેદથી ભાસે છે. શાંત, ઘોર અને શિલા આદિ ભેદક ઉપાધિ મનાયલી છે. તેમની નિવૃત્તિ યોગ અને વિવેકથી થાય છે. ઉપાધિ રહિત, સ્વયંપ્રકાશ, અદ્વૈત બ્રહ્મ તત્વ ભાસમાન થાય, ત્યારે જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયરૂપ ત્રિપુટી રહેતી નથી, અને તેથી તે ભૂમાનંદ કહેવાય છે.

આ વિષયાનંદ તે બ્રહ્માનંદમાં પ્રવેશ કરવામાં દ્વારરૂપ છે. ગ્રંથની સમાપ્તિ કરતાં ગ્રંથકર્તા પરમાત્માની પ્રાર્થના કરે છે, કે સર્વ શુદ્ધ મનન

પ્રાણીઓ ઉપર પરમાત્મા પ્રસન્ન થાઓ, અને તેમનું કલ્યાણ કરો.

